बालज्ञानवर्धक.

# भारतवर्षनोइतिहास.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

श्री बालज्ञानवर्धक सभा.



અમદાવાદ.

યુ. પ્રિ અને જ. એ. કં. "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.

---

મૂલ્ય ૪ આના. ટપાલખર્ચ ૧ પાઈ.

૧૮૩૮

बालज्ञानवर्धक.

# भारतवर्षनोइतिहास.

## भाग १.

### પ્રાચિન હીન્દુ.

**આર્ય.**—હિંદુ, યુરોપિયન અને પારસીઓના વડિલ આર્ય લોકો મધ્ય એશિયામાં વસતા હતા, ત્યાંથી હિંદુઓના બાપદાદા ભરતખંડમાં આવ્યા. તેમણે અહીના અસલ રેહેવાસી દાસ્યુ, દૈત્ય, રાક્ષસ, પિશાચ અથવા નાગાઓને જીતી લીધા. દક્ષિણના દ્રાવીડી જેવા કેટલાએક જૂના રેહેવાસીઓ પોતાની સત્તા રાખી રહ્યા અને આર્ય લોકોના જેવા સુધર્યા.

**પ્રાચિન હિન્દુનો સુધારો.**—અસલ હિંદુઓ ઘણાજ સુધરેલા હતા. તેમના સમયમાં જે શાસ્ત્રને કલાથી યૂરપિયન લોકો તદન અજ્ઞાન હતા, તેમાં તેઓ શ્રેષ્ઠ હતા. તેમની સંસ્કૃત ભાષા દુનિઆમાં સર્વેથી વિશાળ અને ઉત્તમ છે. સંસ્કૃતમાં અથવા આર્ય ભાષાઓમાં સર્વેથી પ્રાચિન અને પહેલો ગ્રંથ ચાર વેદમાંનો ઋગ્વેદ છે. તે ઈ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષપર લખાયો હશે. રામાયણ ને મહાભારત હિંદુલોકોનાં

મૂખ્યવીરરસ કાવ્યછે. મહાનૂ કવિ કાળિદાસનાં કાવ્યને ના-ટકો આખી દુનિઆમાં વખણાયછે. બિજા પણ પ્રખ્યાત કવિ અને નાટક કર્તા ઘણા થયાછે. દુનિયામાં શ્રેષ્ટ વૈયા-કરણી પાણિનિ, જે બુધથી થોડાં વર્ષ અગાઉ થઈ ગયો, તેનું વ્યાકરણ દુનિઆમાં આજસુધી લખાયલાં વ્યાકરણોમાં શ્રેષ્ટછે. આર્ય ભટ્ટે, (ઈ. સ. ૫૦૦) પૃથ્વીનું ફરવું વિગેરે ખગોળશાસ્ત્રનાં ઘણાં સત્ય શોધી કાઢ્યાં હતાં. ભાસ્કરાચાર્યે (ઈ. સ. ૧૧૦૦) ગણિત શાસ્ત્રનાં ઘણાં પ્રમાણ શોધી કાઢ્યાં. હિંદુઓના તત્વજ્ઞાનનાં ષડ્દર્શન ઘણાંજ અગત્યનાં પુસ્તકોછે. મનુના ધર્મ શાસ્ત્ર (ખ્રિ. પૂ. ૯૦૦ કે ૩૦૦) પરથી ઋષિઓના સમયનો સુધારો સંપૂર્ણ જણાઇ આવેછે.

ચાર જાતિઓમાં બ્રાહ્મણોને વિદ્યા, ધર્મક્રિયા અને યોગમાં, ક્ષત્રિય લોકોને મુખ્યત્વે લડાઈ અને રાજ્ય ચલાવવામાં, વૈશ્ય લોકોને વેપાર અને ખેતિવાડીમાં અને શૂદ્ર લોકોને એ ત્રણેની સેવામાં, તેમાં મુખ્ય બ્રાહ્મણોની સેવામાં જીંદગી ગા-ળવાનું હતું. જૂદાં જૂદાં સંસ્થાનોમાં સ્વતંત્ર રાજાઓ બ્રાહ્મ-ણોની સલાહર્થી રાજ્ય કરતા હતા. રાજાના તાબામાં હજાર હજાર ગામના, તેમના તાબામાં સોસો ગામના, ને તેમના નિચે દશદશ ગામના અધિકારીઓ હતા. તે દરેક ગામમાં મંડલ, પંચ કે પટેલો હતા. પટેલો અને મૂખીઓ રાજા સાથે કરાર પ્રમાણે રૂપિઆ ઉઘરાવી ભરતા, અને ગામના લોકોની

ચાલચલણ માટે તેઓ જવાબદાર હતા. લોકો પણ તેમને પોતાના ન્યાયાધિશ માનતા. મિલ્કત સંબંધી મનુના કાયદા સારા હતા, પણ ગુન્હા વિષે ઘણા વ્યાજબી નહોતા. સ્ત્રીઓને જોકે પોતાના રક્ષણ કર્તાની આજ્ઞામાં રેહેવાનું હતું, તો પણ તેમને ઘણુંસારૂં માન અપાતું.

## બૌધમત.

ખ્રિ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ગૌતમ, સાંખ્યમુનિ અથવા બુધ થઇ ગયો, તે નેપાલમાં કપિલવસ્તુના રાજાનો છોકરો હતો. તેણે બૌધમત સ્થાપ્યો. તેના ધર્મનું મુખ્ય સ્થળ ગયા હતું. બૌદ્ધ મતમાં જ્ઞાતિ અને હિંદુઓના મૂર્તિપૂજાની ના પાડીછે, સત્ય, પ્રમાણિકતા, સ્વચ્છતા, અને દાનને પાળવા સખત ફરમાવ્યું છે, અને નિર્વાણમાં મુક્તિ જણાવી છે. આ તેના મુખ્ય મતછે. ગૌતમે કોસલ, મગધ અને બિહાર વિગેરેના રાજાઓને પણ પોતાના મતમા લીધા હતા.

બુધના મરણ પછી તેનો ધર્મ ઘણોજ ફેલાઈ ગયો. મગધના અશોક રાજાના સમયમાં તે હિંદુસ્થાનનો રાજ્યધર્મ થઇ પડ્યો. તે પછી તરતજ સિયામ, બ્રહ્મદેશ, ચીન, લંકા, ટીબેટ ને મોંગલીઆમાં ફેલાઈ ગયો.

આશરે ખ્રિ. પૂર્વે ૨૦૦ વર્ષ ઉપર બ્રાહ્મણ લોક બળવત્તર થયા, અને બૌદ્ધ મતનો નાશ થવા લાગ્યો. તેઓ ધીમે ધીમે લંકા તરફ ગયા. તોપણ બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાં બારમા

સૈકા સુધી રહ્યો. ૧૧ મા સૈકા સુધી તે મત કાશીમાં ચાલતો ને ૧૨મા સૈકા સુધી ગૂજરાતના રાજા તે ધર્મ માનતા.

**મગધનું રાજ્ય.** ખ્રિ. પૂર્વે ૩૧૫–૧૯૫ સુધી મગધનું રાજ્ય મૌર્યનૂ વંશ અથવા પ્રખ્યાત ચંદ્રગુપ્તના વંશ હતું. રાજ્યગાદી પટણા (પાટલી પુત્ર) માં હતી. ચંદ્રગુપ્ત (ખ્રિ. પૂ. ૩૧૫–૨૧૯) નંદ રાજા પછી ગાદીપર આવ્યો. તેણે ઉત્તરહિંદુસ્તાન જીતી લીધો. તે સિકંદરના સરદાર સેલ્યુકસની છોડી પરણ્યો. સેલ્યુક્સ સિકંદરના મરણ પછી સીરીઆનો રાજા થયો હતો. ચંદ્રગુપ્ત આખા હીંદુસ્તાનમાં બળવાન રાજા હતો. અશોક (ખ્રિ. પૂ. ૨૬૩–૨૨૩) મૌર્યન વંશમાં સર્વથી મોટો રાજા થયો. તે ચંદ્રગુપ્તનો પૌત્ર હતો. તે આખા ભરતખંડમાં બલિષ્ટ રાજા હતો. તેનાં ત્રાંબાપત્રને લેખો આજે પણ ગૂજરાત, પંજાબ, દિલ્હિ, અલાહાબાદ, અને ઓઢીઆમાંથી જડેછે. આ ઉપરથી જણાય છે કે તેનું રાજ્ય પેશાવર, ને કાશ્મીરથો સુરત સુધી પશ્ચિમમાં, અને ઓઢીઆથી તલગણ સુધી પૂર્વમાં ફેલાયું હતું.

---

# ભાગ ૨.

**મુસલમાન. ઈ. સ. ૬૩૬—૧૮૫૭**

ઈ. સ. ૬૩૬ થી ૭૧૨ સુધી આરબ લોકોએ હુમલા કર્યા. પછી ગીઝનીના સબક્તગીને ૯૭૭ માં લાહોરના બ્રાહ્મણ

રાજા જયપાળ અને તેના મિત્ર અજમેર, કનોજ, દિલ્હી ને કલીંજરના ક્ષત્રી રાજાઓનો પૂર્ણ પરાભવ કર્યો. તે ૯૯૬ માં મરી ગયો.

સબક્તગીનના છોકરા **સુલતાન મમ્મુદે** ( ૯૯૬–૧૦૩૦ ) ભરતખંડપર ૧૭ સ્વારીઓ કરી. તેમાં ૧૨ પ્રખ્યાત છે તેણે જયપાળ, તેના છોકરા અનંગપાળ અને તેના ક્ષત્રિ મિત્રોને હરાવ્યા. પછી તેણે નગરકોટનાં ધનવાન દેવાલય લુટ્યાં. તેની ૧૨, ૧૩ ને ૧૬ મી સ્વારીઓ વધારે પ્રખ્યાત છે. બારમી (૧૦૧૮) માં તેણે ધનવાનને ભપકાદાર કનોજ શહેરપર ઓ-ચીંતી ચઢાઈ કરી. પણ રાજા નમી પડ્યો, તેથી તેને મિત્ર તરીકે ગણ્યો, પણ તેણે મથુરાંનાં ભવ્ય, સુશોભિત અને ધનવાન મંદિરો લુટી, બાળી નાંખ્યાં. તેરમી (૧૦૨૨) માં તેણે અનંગપાળના પુત્ર જયપાળ (બિજો) ને જીતી પંજાબ સર કર્યું ને ત્યાં પોતાનો સૂબો મૂક્યો. **મુસલમાન રાજ્યનો આ રીતે પાયો નંખાયો.** સોળમી (૧૦૨૬) માં તે ગૂજરાતની દક્ષિણે સમુદ્ર કિનારેનું સોમનાથનું દેવળ લૂટી, મૂર્તિના કડકા કરીને અતિશય ધન લઈ ગયો. ગૂજરાતના રજપુત રાજાઓ એક સંપથી સખત રીતે સામા થયા, પણ છેવટે તેમનું કાંઈ ચાલ્યું નહિ. તે ગીજનીમાં ૧૦૩૦ માં મરી ગયો. તે સત્તાવાન રાજા વિદ્યાને આશ્રય આપતો, તેણે લુટફાટ બંદ કરી હતી, પણ ધર્માંધપણાથી તે ઘાતકી હતો. ને "મૂર્તિઓનો નાશક"

કહેવાતો. તે એટલો તો લોભી ને કંજુસ હતો કે ફરદુંશી કવિને તેની કીર્તિ અમર કરનાર શાહાનામાને માટે કબુલ કરેલું ઇનામ પણ ન આપ્યું.

**મહમ્મદ ઘોરી** (૧૧૭૬-૧૨૦૫) એ ગીજની અને લાહોર-માંથી સુલતાન મહમ્મુદ ગીજનવીના વારસોને કાઢી મૂક્યાં. (૧૧૮૬). તે પોતાના ભાઈ સાથે ગીજનીમાં રાજ્ય કરતો હતો. ભરતખંડનાં મુસલમાની શહેનશાત સ્થાપનાર મહમ્મદ ઘોરીજ હતો. તેણે ૧૧૭૫ માં મુલતાન જીત્યું; ૧૧૮૬ માં લાહોરમાં ગીજનવી વંશની સમાપ્તિ કરી. ઈ. સ. ૧૧૯૧ માં કનોજના રાઠોડ રાજા જયચંદ્ર અને દિલ્હીના પ્રખ્યાત પૃથ્વી-રાજ વચ્ચે ઘરસંસારી કંઈ ખટપટનો લાભ લઈ તે આગળ વધ્યો ને સરહિંદ સર કર્યું; પણ સ્થાનેશ્વર પાસે તીરૂરી આગળ પૃથ્વીરાજે તેને સખત હાર ખવરાવી. ૧૧૯૩ માં સ્થાનેશ્વર ની બીજી લડાઇમાં પૃથ્વીરાજ હાર્યો, તેનું લશ્કર કપાઈ ગયું, અને તેને પણ ક્રૂરતાથી મારી નાંખ્યો. તેણે અજમેર સરકર્યું, અને ૧૧૯૪ ચંદ્રવાડ (ફીરોઝાબાદ) આગળ કપટી, રાજ્યદ્રોહી રાઠોડ રાજા જયચંદ્રને મારી કનોજ સર કર્યું. રાઠોડ મારવાડમાં નાશીને જોધપુર વસાવ્યું. તેના ગીજ-ની ગયાપછી તેના સરદાર કુતબુદ્દીન વિગેરેએ ભરતખંડની જીત પૂરી કરી. કુતબુદ્દીને આ વખતે દિલ્હીને મુસલમાનની રાજ્યધાની ઠરાવી. બખ્તીયાર ખીલજીએ બંગાળાને બંહાર

જીત્યાં ૧૨૦૨. કુતબુદ્દિને ગૂજરાત જીત્યું, પણ ગૂજરાતીઓએ થોડાં વર્ષમાં મુસલમાનોને હાંકી કાઢ્યા. ૧૨૦૫ માં મહમ્મદ ગોરીને ગખ્ખર નામના પંજાબી લોકોએ તેના તંબુમાં પેસી મારી નાંખ્યો.

## અફ્ઘાન ઉર્ફે પઠાણવંશ.

### ૧૨૦૫ થી ૧૫૨૫.

ગુલામવંશ, (૧૨૦૫-૧૨૯૦). પોતાના ધણીના મર્ણ પછી કુતબુદ્દિન દિલ્હીનો સુલતાન થયો. તે પહેલાં ગુલામ હતો. તથા તે પછી થનાર સુલતાન ગુલામ કે ગુલામના છોકરા હતા તેથી તેઓનો વંશ ગુલામવંશ કહેવાય છે. અલ્તમશ (૧૨૧૦, ૧૨૩૬) ગુલામ હતો. તે આ વંશનો ત્રીજો ને સહુથી વધારે બળવાન સુલતાન હતો. તેણે સિંધને બંગાળાના મુસલમાન સરદારોને વશ કર્યા, ઉત્તર હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય હિંદુ રાજ્યો જીત્યાં ને આખા હિંદુસ્તાનનો સુલતાન કહેવાયો. દિલ્હીમાં મુસલમાન સ્ત્રી રાજ્યકર્ત્રી તરીકે માત્ર અલ્તમશની છોડી રેઝીઆ થઈ, ૧૨૩૬-૧૨૩૯. તેની હોંશિયારી માટે તે હમેશ "સુલતાન" કહેવાતી. તેણે ખરાબ રિવાજ બંધ કરી કાયદા સુધાર્યા. પણ એક ઍબીસીનિયાના ગુલામ સાથે ખરાબ વ્યવહાર રાખવાથી તેના વજીરોએ તેને મારી નાંખી. અલ્તમશનો જમાઈ અને તેના છેલ્લા છોકરાનો બળવાન વજીર બલબન પોતાના રાજા પછી ગાદીપર આવ્યો. (૧૨૬૫ થી

૧૨૮૭) તે વખતે બંગાળાના સુબા તોગ્રલે બંડ કર્યું, તેને હ-રાવી મારી નાંખ્યો, ત્યાં પોતાના છોકરા બગ્રાખાને નિમ્યો. તે વિદ્વાનોને સારો આશ્રય આપતો, પણ હિંદુ તરફ ઘણોજ ઘાતકી હતો. બગ્રાખાનનો વડો છોકરો કૈકુબાદ છેલ્લો રાજા થયો. તે ખરાબ ચાલનો અને વજીરના હાથમાં રમકડા જેવો હતો. વજીરે બાપદિકરાને લડાવી મારવાનું કર્યું, પણ તેમના મેલાપ વખતે અસરકારક દેખાવથી બા-પદિકરા વચ્ચે સંપ થયો, અને દુષ્ટ વજીર માર્યો ગયો. કૈકુ-બાદને તેના એક વજીર જલાલુદ્દીન ખીલજીએ મારી નાંખી દિલ્હીની ગાદીએ ખિલજીવંશની સ્થાપના કરી ૧૨૯૦.

**ખીલજીવંશ ૧૨૯૦ ૧૩૨૦.** જલાલુદ્દીનનો ભત્રિજો અલા-ઉદ્દીન સૌથી વધારે પ્રખ્યાત થયો (૧૨૯૫-૧૩૧૫). દક્ષિણ પહેલ વહેલું તેણે સર કર્યું, મહારાષ્ટ્રમાં દેવનગરીના રાજા રામદેવને હરાવી ખંડણી લીધી. પોતાના વિશ્વાસુ કાકાનો એ દુષ્ટ ખુનીએ વધ કરાવી સુલતાન થયો. પછી તેના સરદારોએ ૧૨૯૪ માં ગૂજરાત અને ૧૩૦૩ ચિતોડ સર કર્યા. તેના વજીર મલીકકાફુરે ચાર વખત જઈ દક્ષિણ હિંદુસ્તાન સર કર્યું. ને સેતુબંધ રામેશ્વરમાં એક મસિદ ચણાવી. આ ઘાતકી અલાઉદ્દીનને તેના વિશ્વાસુ કાફુરે ઝેર દેઈ મારી નાંખ્યો.

**તઘલખવંશ. ૧૩૨૦—૧૪૧૨.** ગાઝીબેગ ઉર્ફે ગ્યાસુદ્દીન ત-ઘલખે એ વંશ સ્થાપ્યો. આ વંશના સઘળા રાજા નબળા ને

મૂર્ખ હતા, તેથી દેશમાં અત્યંત ગડબડ થઈ ગઈ. મહમ્મદશાહ ગાંડાના વખતમાં દક્ષિણ સ્વતંત્ર થયું ફીરોઝશાહના રાજ્યમાં બંગાળ, અને છેલ્લા રાજા મહમ્મદશાહના રાજ્યમાં ગૂજરાત, માળવા, ખાનદેશને જુવાનપુર સ્વતંત્ર થયાં.

**તૈમૂર.** ૧૩૯૮ માં મહમ્મદ તઘલખના વખતમાં ઘાતકી તૈમૂર અથવા તમૂરલેન દીલ્હીમાં આવી ચઢ્યો. તે તૂર્ક અને મુગલ લોકનો સરદાર હતો. સઘળું મધ્ય અને પશ્ચિમ એશિયા ઉજ્જડ કરી રહ્યા પછી તે અટક આગળ સિંધુનદ ઉતર્યો, અને શહેર તથા ગામડાંનો નાશ કરતો કરતો દિલ્હીના કિલ્લા સુધી આવી લાગ્યો. અહીં તેણે બાદશાહને હરાવ્યો તેથી તે ગૂજરાતમાં નાઠો. પાંચ દિવસ સુધી નિર્દયતાથી લૂટફાટને કતલ ચલવી શહેરને છોડી ચાલ્યો. અને ૧૩૯૯ સિંધુપાર ગયો. સંખ્યાબંદ હિંદુને ગુલામ તરિકે વેચવા પકડી ગયો. તેના ગયા પછી ૧૪૫૦ સુધી દિલ્હીનું રાજ્ય થર પડ્યું નહિ.

**લોદીવંશ.** ૧૪૫૦—૧૫૨૬. આ પહેલાં સૈયદવંશ દિલ્હીમાં થઈ ગયો, પણ તેના સુલતાન એટલા નબળા હતા કે તેમની સત્તા વધારેમાં વધારે દિલ્હીથી પાંચ માઈલ ચાલતી, ને કેટલાએકની સત્તા તો માત્ર શહેરના કોટમાંજ ચાલતી. લાહોરના સૂબા બહ્લોલ લોદીએ નિર્બળ સૈયદવંશને કાઢી લોદીવંશ સ્થાપ્યો. તેણે ૨૬ વર્ષ લઢીને જુવાનપુર દિલ્હીતાબે કર્યું. તેના છોકરા સિકંદરે આગ્રામાં પ્રથમ ગાદી કરી, ને બિહાર સર

કર્યુ. તે ન્યાયી હતો, પણ તેનો છોકરો ઈબ્રાહીમ ઘણોજ નિર્બળ ઘાતકીને દુરાચરણી હતો તેથી એક મોટું બંડ ઉઠયું, ને રાજ્યનો નાશ થયો. કેટલાએક બળવાખોરોએ બાબરને બોલાવ્યો, તેણે પાણીપતની લડાઇમાં ઇબ્રાહીમને મારી નાખી દિલ્હી સર કરી. ૧૫૨૬

## મુગલવંશ.

### ૧૫૨૬—૧૭૫૭

સ્થાપના. બાબર (૧૫૨૬-૧૫૩૦) હિંદુસ્તાનપર ચઢાઈ કરનાર ઘાતકી તૈમુરની છઠ્ઠી પેઢીએ થયો. તેનું મધ્ય એશિયામાં ગાળેલું નહાનપણ ઘણાજ સંકટમાં ગયું, અને છેવટે તે કાબુલમાં રાજ્ય કરતો હતો. ત્યાંથી તેણે હિંદુસ્તાનમાં પાંચ ચઢાઈ કરી, ૧૫૨૪માં પંજાબ સર કર્યું, અને ૧૫૨૬માં પાણીપતની પહેલી લડાઇમાં ઇબ્રાહિમ લોદીને મારી નાંખી દિલ્હીમાં મુગલ વંશની સ્થાપના કરી. બિજાં પરગણાં દિલ્હીથી સ્વતંત્ર થયાથી તેને માત્ર દિલ્હી ને આગ્રા મળ્યાં. પણ ચાર મહિનામાં તેણે ગોવાલીઅરથી જુવાનપૂર સુધીના સર્વ મુસલમીન સરદારોને જેર કર્યા. ૧૫૨૭માં તેણે આગ્રા આગળ ફતેહપુર સીકરીની લડાઇમાં તેને હિંદુસ્તાનમાંથી હાકી કાઢવા તેના ભયંકર શત્રુ મેવાડના રાણા સંગારાણાના ઉપરીપણા નિચે મેદનારાય, અને મારવાડતથા જયપુરના રાજા આવ્યા હતા તેને હરાવ્યા. ૧૫૨૮માં તેણે ચંદેરીનો કિલ્લો લીધો, તેમાં

કિલ્લાનો રક્ષક બહાદુર મેદનીરાય અને તેના રજપુત યોદ્ધાઓ કપાઈ ગયા. પછી બાબરે અયોધ્યા, બિહારને બંગાલ સર કર્યાં. બાબર ૧૫૩૦માં એક વહેમી ક્રિયા કરી મર્ણ પામ્યો. તે વિચિત્ર રીતે બહાદુર, ઉદ્યોગી, સહનશીલ, સાદો અને ન્યાયી હતો. તે કવિ હતો, ને તેણે પોતાનું જન્મચરિત્ર પ્રમાણિકતાથી લખેલું છે. તે દારૂડીઓ હતો, અને શત્રુ તરફ ઘણોજ ક્રૂર હતો.

હુમાયુ તેના બાપ બાબર પછી ગાદીએ આવ્યો ૧૫૩૦ ગૂજરાતના રાજા બહાદુરશાહ સાથે તેને લડાઇ ઉઠવાથી તે આખા પ્રાંતમાં ફરી વળ્યો, અને ચાંપાનેરનો જોરાવર કિલ્લો લીધો. ત્યાં રાજાનો બધો ખજાનો હતો. પછી તેને સૂરની સાથે લઢાઈ થઇ. શેરસૂર અફઘાન વંશનો હતો. તેણે બંગાળ ને બિહાર કબજે કર્યાં ૧૫૩૮. હુમાયુ તેની સામો થયો ને ચૂનારગઢ જીતી લીધું. પણ તરતજ બક્ષાર આગળ (૧૫૩૯) અને કનોજ આગળ (૧૫૪૦) સખત હાર્યો. હુમાયુ તરતજ મહાસંકટે ઇરાન નાઠો, અને દિલ્હીમાં ૧૬ વર્ષ સૂરવંશ રહ્યો. ત્યાં તેને શાહ તમસ્પે શીયા પંથ છોડાવી સુન્ની પંથ પળાવ્યો.

**સૂરવંશ.** ૧૫૪૦–૧૫૫૬. હુમાયુ રખડતો હતો ત્યારે શેરશાહ બાદશાહ થયો. તેણે રાજા માલદેવને હરાવી ચીતોડ લીધું. રાયસેનના રજપુતોને શરણ આવવા અભય

વચન આપી વિશ્વાસઘાત કરી ને માર્યા. અને છેવટ કલીંજરને ઘેરો ઘાલતાં પોતાનાજ દારૂગોળાથી બળી મુઓ ૧૫૪૫. તે સુન્નને ઉદાર રાજ્ય કર્યા હતો. તેના રેવીન્યુ ખાતાના સુધારા અકબરને કામ લાગ્યા. તેણે બંગાળેથી સિંધુનદી સુધી સડક બાંધી, તે પર મસિદો, ધર્મશાળાઓ, કૂવા ને બંને બાજુએ ઝાડ હતાં. તે કપટી અને નિર્દય હતો. તેના વંશજો તદન નિર્માલ્ય અને મૂર્ખ હતા. ૧૫૫૬ માં હુમાયુએ ઇરાનના શાહ પાસેથી થોડી ઘણી મદદ મેળવી સિકંદર સૂરને મારી કાઢી આગ્રા ને દિલ્હી લીધાં. તેનો વિજય તેના નિમકહલાલ અને શૂરવીર વજીર અને મિત્ર બહેરામખાનને લીધેજ થયો હતો. છ મહીનામાં હુમાયુ મહેલની સીડીપરથી પડવાથી મરી ગયો. ૧૫૫૬ તેનો પુત્ર મહાન **અકબર** તેર વર્ષની વયે ગાદીપર આવ્યો.

**અકબર.** ૧૫૫૬–૧૬૦૫. બહેરામખાનને અકબરનો રક્ષક યા વાલી હુમાયુએ નીમવાથી તે રાજ્ય કરવા લાગ્યો. તેને ખાનબાબા કહેતા. ૧૫૫૬ માં **આદિલશાહ** ના હીંદુ વજીર હેમુને **બહેરામ** ખાનના સરદાર ખાનઝેમાંને પાણીપતની બીજી લડાઇમાં હાર્યો. હેમુ પકડાયો ને માર્યો ગયો. શિકંદર સૂર અકબરને તાબે થયો. બહેરામખાને ઘણી ચાલાકીથી રાજ્યકારભાર ચલાવ્યો, પણ તે ઘણો અહંકારી ને ઉમરાવાને અણગમતો થઇ પડ્યો. ૧૮વર્ષની વયે અકબરે રાજ્યની

લગામ હાથમાં લીધી. બહેરામે બંડ કર્યું પણ પછી તાબે થઈ ગયો. તેને મક્કે જતાં ગુજરાતમાં કોઈએ મારી નાંખ્યો.

ખાનઝેમાન વિગેરે સરદારોએ બંડ કર્યું તેથી અકબરની સત્તા ડગમગવા લાગી. પણ તે બધાને ધૈર્ય અને ચાલાકીથી વશ કરી મિત્ર કરી લીધા તેથી સત્તા દ્દઢ થઇ.

અકબરે રજપુતો સાથે અરસ્પરસ લગ્નનો સંબંધ કરી તેમને મિત્ર કર્યાં. તે એક રજપુત રાજ્યકન્યાને પરણ્યો. તેથી તેને સેલીમ (જહાંગીર) થયો. જયપુરના રાજા બિહારી મલ્લની કન્યાને પરણ્યો અને સલીમને પણ તેનાજ વંશની એક બીજી કન્યા પરણાવી. જોધપુરના રાજા મલ્લદેવની પૌત્રી જોધબાઇને તે પરણ્યો. બિહારીમલ્લના છોકરા રાજા ભગવાનદાસને અમીર-અલ-ઉમરાની અને પંજાબના સુબાની મોટી જગા આપી. ભગવાનદાસના છોકરો રાજા માનસિંગ સૌથી મોટો સેનાધિપતિ થયો, અને તેણે પંજાબ અને અફગાનીસ્તાનમાં ઘણી બહાદુરી બતાવી. બંગાળાની સુબાગીરીમાં તેણે અફઘાનોનું બંડ બેસારી દીધું. આ રાજ્યનીતિથી દિલ્હીની ગાદી દ્દઢ થઈ. ચીતોડવાળાજ આ સંબંધને ધિક્કારતા હતા, તેમનું ચીતોડ સર થયું; રાણાસંગાના છોકરા ઉદયસિંહે તેને છોડી દીધું. ૧૫૮૦ માં તેના મહાબળવાન પુત્ર પ્રતાપસિંહે રાજ્ય પાછું જીતી લીધું. અને ઉદયપુરમાં ગાદી સ્થાપી.

૧૫૭૨-૩ માં અકબરે દિલ્હી સાથે ગૂજરાતને ફરીને જોડી દીધું. તરત બંગાળાના જમીદાર દાઉદે બંડ કર્યું, પણ ટોડરમલે મુગલમારી આગળ તેને હરાવ્યો. બીજી વારના બંડમાં તેને અકમહાલ આગળ ખાનજેહાને ૧૫૭૬ માં મારી નાંખ્યો. પણ રાજા માનસિંગે પોતાની સુબાગીરીમાં અફઘાનોને તદન તાબે કરી ૧૬૦૦ માં બંગાળા, બિહાર, ને ઓઢીઆ ને થાળે પાડ્યા.

કાશ્મીર, સિંધને કંદહાર જીતીને અકબરે મુરાદ અને બહેરામખાનના પુત્ર મિરજાખાનને અહમદનગર જીતવા દક્ષિણમાં મોકલ્યા. આ વખતે બહાદુર ચાંદબીબી ત્યાંના બાળક સુલતાનની વાલી હતી. તેણે બહાદુરીથી કિલ્લાનો બચાવ કર્યો, અને મુગલોએ પાડેલો ભાગ એક રાતમાં ચણી લીધો. મુરાદે સલાહ કરી, પણ અકબર બીજું લશ્કર લઈ આવ્યો. ચાંદબીબીને કોઈએ મારી નાંખી. મુગલોએ ૧૬૦૦ માં અહમદનગર જીત્યું. દુશ્મનોને કતલ કર્યા, ને સુલતાનને ગોવાલીયરમાં કેદ કર્યો. ૧૬૦૧ ખાનદેશ દિલ્હી તાબે થયો.

અકબર ૧૬૦૫ માં મરી ગયો. ભરતખંડના સર્વ મુસલમાનોમાં તે શ્રેષ્ઠ બાદશાહ થયો. તે ઘણો માયાળુ, પ્રીતિપાત્ર, દયાળુ, ગંભીર, મિતાહારી, ચંચળ, ઉદ્યોગી, વિદ્યાભિલાષી અને વિદ્યા તથા વિદ્વાનનો મોટો આશ્રય હતો.

તે ધર્મ કે જાતના ફેરને ન ગણી સર્વ પ્રજાને સરખી ગ-

ણતો. લાયક હિંદુ ને મુસલમાન બંને ભારે જગા આપતો. પોતાના જીતાયલા મુસલમાન કે હિંદુ શત્રુ જે નિમકહલાલ રહે, તેમને ઉમરાવ, સુબા કે સેનાધિપતી બનાવી મિત્ર કરી લેતો. તેણે જજીઆ તથા યાત્રાળુપર લેવાતા કર માફ કર્યા. તે સર્વ ધર્મને માન આપતો. તે હિંદુનાં શાસ્ત્ર ભણ્યો ને પારસી તથા કેટલાક હિંદુની માફક સૂર્યની પૂજા કરતો. તેણે મુસલમાન ધર્મમાં નવો પંથ કાઢ્યો, પોતે તેનો આચાર્ય થયો, ને તે મતવાળા તેને ઇશ્વરી માન આપતા તે પોતે સ્વીકારતો. રાજા ટોડરમલ્લે તેની જમાબંદી સુધારી, એક સરખી માપણી કરી, અમુક કર ઠરાવ્યો, ઉઘરાતની રીત સુધારી, ખર્ચ ઘટાડ્યું ને કર સર્વેને માથે સરખા ઠરાવ્યા. અકબરે લશ્કરને રોકડો પગાર આપી જાગીર આપવી બંદ કરી.

તેના દરબારમાં ફૈઝી અને અબુલફાઝલ કરીને બે મોટા પંડિત હતા. ફૈઝી કવિ હતો. તેણે અકબરની મદદથી વેદ, રામાયણ, મહાભારત લીલાવતી, બીજ ગણીત વિગેરે ઘણાં સંસ્કૃત પુસ્તકના ફારસીમાં તરજુમા કર્યા. ફાઝલે આઇને અકબરી લખ્યું. તે વળી એક રાજનીતિજ્ઞ અને યોદ્ધો હતો. સલીમના હુકમથી તેનું ૧૬૦૩ ખુન થયું. જહાંગીર ૧૬૦૫-૧૬૨૭. પ્રખ્યાત નુરજહાં સાથે ૧૬૧૧માં તેણે લગ્ન કર્યું, ને તેનો ખાવિંદ શેર અફઘાન બર્દવાનનો હાકેમ હતો તેને મારી નાંખ્યો. તે પહેલાં એક ગરીબ ઇરાની સરદારની છોડી હતી.

તેનું અસલ નામ મેહરૂન્નીસ, ને પરણ્યા પછી નૂરમહાલ ને નૂરજહાં પડ્યું. તેનું નામ શીક્કા ઉપર કોતરાયું, ને ભાઈ તથા બાપને મોટી પદવીઓ મળી. તેણે બાદશાહપર સત્તા ચલાવી રાજ કાજમાં દયા અને ડહાપણ રખાવ્યું. ૧૬૧૪ ઉદયપુર દિલ્હીને તાબે થયું. ૧૬૧૫ સરટી. રો ઈંગ્લંડના પહેલા જેમ્સનો એલચી થઈ વેપારના કોલકરાર કરવા આવ્યો. ૧૬૨૦ શાહજાદા શાહજહાંએ અહમદનગરના મલિકંબરને જેર કર્યો. ૧૬૨૧માં નૂરજહાંએ નાના શાહજાદા શહરયારને પોતાની આગલા વરથી થયેલી છોડીને પરણાવી ગાદીપર બેસાડવા કાવત્રાં કર્યાં તેથી શાહજહાંએ બંડ કર્યું, પણ તે તાબે થયો. નૂરજહાં પછી મહોબતખાં નામના બહાદુર યોદ્ધાની અદેખાઈ કરવા લાગી. મોહોબતખાંનને અપમાન આપ્યું તેથી બાદશાહને જેલમ નદીપર કેદ પકડ્યો. નૂરજહાં પણ કાંઈ ન ચાલ્યું ત્યારે કેદ રહી. છેવટે ચાલાકીથી તેણે બાદશાહને છોડવ્યો. મોહોબતખાં શાહજાંહાંને મળ્યો, પણ તરત બાદશાહ મરી ગયો. ૧૬૨૭.

**શાહજહાં** ૧૬૨૭–૧૬૫૮ શાહજહાંએ નૂરજહાંને ભારે વર્ષાસન આપ્યું અને શહરીયારને મારી નાંખ્યો. શાહજહાંએ આઠ વર્ષ સુધી સુબેદાર ખાનજહાંલોદીનો દક્ષિણનો બળવો બેસાડવામાં કાઢ્યાં ને છેવટ અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું. ૧૬૩૭. તે ૧૬૬૬માં મરી ગયો. તે હોંશીયાર, ન્યાયી,

અને ઉદાર હતો. તેનું રાજ્ય ઘણુંજ શાંત ને સુખી હતું. તે શિલ્પ વિદ્યાનો આશ્રય હતો. તેણે દિલ્હી નવેસરથી બાંધ્યું. દિલ્હીમાં જુમામસીદ, અને આગ્રામાં તાજમહેલ બંધાવ્યાં, તે દુનિયામાં આજ પણ વખણાય છે. રત્ન ખચિત મયૂરાસન પણ તેણે કરાવ્યું.

ઔરંગઝેબ. ૧૬૫૮–૧૭૦૭. શાહજહાંના ચાર પુત્ર દારા, સુજા, ઔરંગઝેબ ને મુરાદમાંથી ત્રીજો મહા કપટી ભાઈઓને હરાવી, ઘરડા બાપને કેદ કરી ગાદીએ બેઠો. પછી તેણે ભાઈઓને ને ભત્રિજાઓને મારી નાંખ્યા અને દેશપાર કર્યા. હવે ઔરંગઝેબ **મીરજુમલા** ની મદદથી ગાદીએ બેઠો હતો તે બહાદુર સરદારની ઇર્ષ્યા કરવા માંડ્યો. તે બંગાળાનો સુબેદાર હતો, તેણે આસામ જીત્યું ને ચીન જીતવાની તૈયારીમાં હતો. તે ઢાકામાં મરી ગયો. સુજા આસામમાં મરીગયો. ૧૬૭૭ માં જજીઆવેરો લેવા માંડ્યો, તેથી તમામ હિંદુ ગુસ્સે થયા. ઔરંગઝેબના જુલમથી, અને જોધપુરના રાજા જસવંતસિંહની વિધવા અને કુંવરોનું અપમાન કરવાથી રજપુતોનું બંડ ઉઠ્યું. શાહજાદો અકબર બંડખોરને મળી ગયો, તે ઇરાનમાં મરી ગયો.

તેના મરણ પહેલાં થોડાં વર્ષથી ઔરંગઝેબ મરાઠા સાથે લડવામાં પડ્યો હતો. ૧૬૮૬ અને ૧૬૮૭ માં તેણે વિજાપુર ને ગોવળકોંડા લીધાં, અને પછી મરાઠાના લગભગ બધા

ડુંગરી કિલ્લા લઇ લીધા, આ વખતે ઔરંગઝેબ લગભગ આખા ભરતખંડનો ધણી હતો, પણ દક્ષિણની જીતથી મુગલ રાજ્યની હદ વધી રહી ને હવે તેની પડતી આવી. ઔરંગઝેબ ૧૭૦૭ માં મરી ગયો. મુસલમાન લોકો તેને મોટામાં મોટો બાદશાહ ધારેછે.

તે અકબર જેવો બહાદુર, લડવૈયો, ઉત્સાહિ, ખંતિ અને ન્યાયી હતો. પણ ઘણી બાબતોમાં તે અકબરથી ઉલટો હતો. અકબર ઘણો ઉદાર, સર્વ ધર્મપર સમદૃષ્ટીવાળો અને સ્વતંત્ર વિચારનો હતો. ઔરંગઝેબ ઘણોજ અપકારી, ધર્માંધ, નીચ સ્વભાવનો અને વહેમી હતો. અકબર જીતેલા શત્રુને મિત્ર કરતો, ને હિંદુને વિશ્વાસથી મોટી જગાઓ આપતો, પણ ઔરંગઝેબ જીતાયલા હિંદુઓથી ઘાતકી રીતે વર્તતો, ને તમામ હોદામાંથી કાઢી મૂકતો. અકબરે રજપુતને સગા વહાલા કર્યા ત્યારે ઔરંગઝેબે કટ્ટા દુશ્મન કર્યા. અકબરે જજીઆવેરો માફ કર્યો ત્યારે ઔરંગઝેબે શરૂ કર્યો.

મુગલ બાદશાહીના નાશનાં મુખ્ય કારણ, ઔરંગઝેબે ફરી લેવા માંડેલો જજીઆ વેરો, હિંદુ અને તેમના ધર્મપર કરેલા જુલમ, પોતાની આસપાસના ઉપરના વહેમ, લાંબી મુદતની લડાઇમાં પડવું, લશ્કરની મોજમજા અને કવાયદનું ભૂલી જવું, અને હિંદુઓ અસંતોષથી તેના કટ્ટા દુશ્મન મરાઠાઓની અંતઃકરણથી વિજય ઇચ્છતા, તે હતાં.

મુગલવંશની પડતી. ૧૭૦૭-૧૮૫૭. ઔરંગઝેબ પછી તમામ નામના રાજા થયા. પ્રાંતો ધીમે ધીમે સ્વતંત્ર થયા. ૧૭૨૪ દક્ષિણમાં નિઝામુલ્મુલ્ક, અયોધ્યામાં સાદતખાં, ૧૭૨૫ બંગાળામાં અલીવર્દીખાન સ્વતંત્ર થઈ પડ્યા. સૈયદહુસેનને અબદલ્લા માર્યા ગયા, ને મરાઠા આખા ભરતખંડમા ફરી વળ્યા. ૧૭૩૮ માં ઈરાનથી નાદીરશાહ આવ્યો, તેણે દિલ્લીમાં લૂટને કતલ કરી મયૂરાસન વિગેરે પુષ્કળ ધન લઈ ગયો, પણ તેને ૧૭૪૭ તેનાજ લોકે મારી નાંખ્યો. પછી તેનો ખજાનચી અહમદ દુર્રાની ૧૭૪૭મા ચઢી આવ્યો, પણ શાહજાદા અહમદે તેને હરાવ્યો. ૧૭૪૮ માં તેને પંજાબ મળ્યું પણ તેના સુબાને ગાજીઉદ્દીન વજીરે કાઢી મૂક્યાથી તે ૧૭૫૭ માં દિલ્હી આવ્યો. ત્યાં લૂટફાટ ચલાવી પોતાના માણસને વજીર નીમી કંદહાર ગયો. પણ ગાજીઉદ્દીને તથા રાઘોબાએ તેના વજીરને મારી કાઢી પંજાબ સર કર્યું, તથા તે ૧૭૬૦ માં પાછો આવ્યો ને ૧૭૬૧માં પાણીપતની ત્રીજી લડાઈમાં મરાઠાઓનો કચ્ચરઘાણ વાળી નાંખી, પાછો ગયો.

આ બંને હુમલાથી મુગલરાજ્યનો જલદી નાશ થયો. સઘળે અંધાધુની થઈ ગઈ. મરાઠા, ફ્રેન્ચ, ઈંગ્રેજલોકે તેનો લાભ લીધો. ૧૮૦૩ માં ઈંગ્રેજલોકે દિલ્હી સર કર્યું. બાદશાહને વર્ષાસન આપવા માંડ્યું ને હિંદુસ્તાનના ધણી થઈ પડ્યા. ૧૮૫૭માં ઈંગ્રેજલોકે મુગલવંશની છેલ્લીછેલ્લી નિશાનીનો

દિલ્હીમાંથી નાશ કર્યો, કેમકે મહમુદ બહાદુરશાહ સિપાઈઓ-ના બંડમાં સામેલ જણાયો. તેના છોકરાઓ અને એક છોકરાના છોકરાને ગોળીથી મારી નાંખ્યા, અને તેને કાળેપાણી મોકલ્યો. ૧૮૫૭.

# भाग ३.

## દક્ષિણ.

અલ્લાઉદ્દીન ખીલજીએ જીત્યા પછી દક્ષિણ મહમ્મદ તઘલખના રાજ સુધી દીલ્હિને તાબે રહ્યું. ત્યાર પછી વિજયનગરને બ્રાહ્મણીવંશનાં બે સ્વતંત્ર રાજમાં વહેંચાયું.

વિજયનગર (૧૩૩૬–૧૫૬૫) ના રાજા મદ્રાસ ઈલાકામાં ચંદ્રગિરીમાં રહ્યા ને તેમણે (૧૬૪૦) ઈંગ્રેજ લોકને મદ્રાસ માટે જગ્યા બક્ષિસ આપી.

બ્રાહ્મણીવંશ જાફરખાંએ ૧૩૪૭ માં કલબરઘામાં સ્થાપ્યો. ૧૫૨૬ માં તેનો નાશ થયો. જાફરખાં પઠાણે પોતાના શેઠ બ્રાહ્મણ ગાંગાનામાનની ખાતર પોતાના વંશનું નામ બ્રાહ્મણી વંશ રાખ્યું. આ રાજ ભાગવાથી પાંચ રાજ સ્થપાયાં. (૧) વિજાપુર ૧૪૮૯–૧૬૮૬. (૨) અહમદનગર ૧૪૮૭. (૩) ગોવલકોંડા (૪) વરાડ અને (૫) બિદાર. અહમદનગરમાં મલિકઅમ્મર મોટો સરદાર થઈ ગયો, તેને શાહજાહાંએ ૧૬૨૦ માં વશ કર્યો. ને ૧૬૩૯ માં રાજ ખાલસા કર્યું.

### મરાઠા.

મહારાષ્ટ્ર. ઉ. સાતપૂડા પર્વત નાગપુરથી પણ આગળ

૫. સમુદ્ર. દક્ષિણ મુમ્બાઇ ઇલાકો, વરાડ, મધ્ય હિંદુસ્તાન અને નિઝામનું રાજ વિગેરે મળી મહારાષ્ટ્ર થાયછે.

સિવાજી. (૧૬૨૭–૧૬૮૦.) મરાઠાનો મૂળ પુરૂષ ૧૬૨૭ માં જન્મ્યો હતો. હિંદુ ધર્મનો મોટો ભક્ત હોવાથી મુસલમાનોને ઘણોજ ધિક્કારતો. ઓગણીશ વર્ષની વયે પુના પાસેનો તોરણીયાનો ડુંગરી કિલ્લો લીધો, રાયગઢ બાંધ્યો અને સિંહગઢ, અને પુરંધર જીત્યા. આ ઉપરથી તેના બાપ શાહજી ભોંસલાને વિજાપુરના રાજાએ અંધારી કોટડીમાં પૂર્યા. પણ બહાદુર સિવાજીએ યુક્તિથી તેને બચાવ્યો. વિજાપુર વાળાએ તેનો નાશ કરવા ઘણાં તરફડીયાં માર્યાં. પણ છેવટે સલાહ કરવી પડી. ૧૬૬૨. આ વખતે તેણે અફઝલખાંને વિશ્વાસ ઘાતથી ઠાર કર્યો. પછી તે ઔરંગ્જેબનો મુલક લૂટવા માંડ્યો. દક્ષિણનો સુબેદાર શાઇસ્તખાં તેને શિક્ષા કરવા પુને આવ્યો, પણ યુક્તિવાન સિવાજીએ તેના ઉતારામાં જઇ તેને જખમી કર્યો ને તેના છોકરા તથા ચાકરને મારી નાંખ્યા. પછી તેણે મક્કાનું દ્વાર સુરત લૂટ્યું તેથી ઔરંગઝેબ ગુસ્સે થયો, ૧૬૬૪ માં રાજાપદ ધારણ કર્યું. વળી તેણે મક્કે જતા હાજીઓના વહાણ લૂટ્યાં તેથી બાદશાહ બમણો બળ્યો. બાદશાહે મિરઝાં રાજાને મોકલ્યો તેથી સિવાજી તાબે થયો. તેણે બારકિલ્લા જાગીર તરીકે રાખ્યા. પછી તેને વિજાપુરના રાજની સરદેશ મુખી અને ચોથ મળી. (પછીથી મરાઠા આખા હિંદુસ્તાનમાંથી એ ખંડણી લેતા.) તે દિલ્હી ગયો, પણ ઔરંગઝેબના અપમાનથી તથા નજર કેદ જેવા બં-

દોઅસ્તથી નાશી રાયગઢ આવ્યો. ઔરંગજેબે તેને ફરી સપડાવવાની આશાએ છેડ્યો નહિ ને સુખમાં રહેવા દીધો. ૧૬૭૪માં મહાસમારંભથી રાજ્યાભિષેક કરાવ્યો. ૧૬૯૬સુધીમાં તેણે કોંકણ અને કર્ણાટક જીત્યાં હતાં, શંભાજીની ખરાબ ચાલથી વૃદ્ધાવસ્થામાં તે ઘણો દિલગીર થયો. ૧૬૮૦ માં સિવાજી મરી ગયો, તે લડાઈ અને રાજકાજમાં ઘણો ચતુર હતો. મરાઠાઓમાં અને દિલ્હીની નારાજ થયેલી હિંદુ પ્રજામાં તેણે ગુસ્સો રેડ્યો. તે કોઈક વખત ઘાતકી ને કપટી જણાતો.

પેશ્વા. બાલાજી વિશ્વનાથ. (૧) ૧૭૧૨-૨૦. ઔરંગઝેબે શંભાજીને મારી નાંખ્યો, તેનો છોકરો શાહુ (ચોર) સતારામાં રાજ કરતો. રાજકારભાર સઘળો બાલાજી વિશ્વનાથ નામના વિદ્વાન, ચંચળ ને બહાદુર બ્રાહ્મણના હાથમાં હતો તેણે યુક્તિથી પેશ્વાઈ વંશપરંપરા કરી લીધી. તેથી રાજા કરતાં પેશ્વા બળવત્તર થઈ પડ્યા. ૧૭૧૨.

૧૭૨૦માં તેણે દિલ્હી જઈ બાદશાહ સાથે સલાહ કરી આખા દક્ષિણની ચોથ, સર દેશમુખી અને પુના તથા સતારા વચ્ચેના પ્રદેશનું સ્વરાજ્ય મેળવ્યું. તેનો છોકરો બાજીરાવ (૧૭૨૦-૪૦) તેના જેવોજ બહાદુર ને ચંચળ થયો. તેના સમયમાં મરાઠા સત્તા સર્વોપરી થઈ. તે દિલ્હી ગયો ને બાદશાહના મદદગાર નિઝામુલ્મુલ્કને હરાવી માળવા તથા નર્મદા ને ચંબલ વચ્ચેનો દેશ લીધો. પોર્ચુગીઝને હરાવી વસાઈ લીધું ૧૭૩૯. તેની પછી તેનો જ્યેષ્ઠ પુત્ર બાલાજી બાજીરાવ (૧૭૪૦-

૬૧) પેશ્વા થયો. તેના સરદારો બરોબર ગાંઠતા નહિ તો પણ મરાઠા સત્તા આ વખત પૂર્ણ કળાથી પ્રકાશી. આ વખતે સતારા, કોલ્હાપુર, સીન્દીયા, હોલ્કર, ભોંસલે, ગાયકવાડ અને પેશ્વા વિગેરે મરાઠાના મુખ્ય હતા. ૧૭૬૦માં ઉદગીરની લડાઈમાં નિઝામને પૂરો હરાવ્યા ને દગાથી અહમદનગર લીધું નિઝામને અડર્ણોને મૂલક પેશ્વાને આપવો પડ્યો. ૧૭૫૮ પેશ્વાના ભાઈ રાઘોબાએ પંજાબ જીત્યું. એથી અહમદ અબ્દાલી ચઢી આવ્યા, ને ૧૭૬૧માં પેશ્વાના છોકરા વિશ્વાસરાવ, ને ભાઈ સદાશીવરાવને તેને હાંકી કાઢવા ગયા. પાણીપતના મેદાનમાં યુદ્ધ થયું. ગાયકવાડ પહેલેથી નાઠો, હોલ્કર પછી નાઠો, વિશ્વાસરાવ ને સદાશીવરાવ તથા લાખો મરાઠાનો સંહાર થઈ ગયો, અને બિજે સવારે પકડાયલાઓનાં માથાં કાપી નાંખ્યાં. આ પછી મરાઠા સત્તા ભાગવા લાગી. પેશ્વા શોકથી તુર્ત મરણ પામ્યો. ૧૭૬૧. તેની પછી તેનો પુત્ર માધવરાવ પેશ્વા (૧૭૬૧–૭૨) થયો. તેના શિક્ષક રામશાસ્ત્રી ઘણા વિદ્વાન, સુજ્ઞ, પ્રમાણીક, ખંતી, ઉત્સાહી અને પરોપકારી હતા. તેમને મરાઠા લોકો આજ પણ ઘણું માન આપે છે. માધવરાવે નિઝામને હરાવી બેઆબરૂ કર્યો. ૧૭૬૫માં હૈદરઅલીને સજ્જડ હરાવ્યો. તેનો નવો મુલક લઈ લીધો ને ૨૦લાખ દંડના લીધા. આ વખતે મલ્હારરાવ હોલ્કરના પુત્રની વિધવા પ્રખ્યાત અહલ્યાબાઈ થઈ. તે ૧૭૬૬માં રાજ કરવા લાગી. તે ઘણી ચંચલ ને ભણેલી હતી, ઉદ્યોગ, પવિત્રતા અને પરોપકારને માટે અતિશય પ્રખ્યાત થઈ ગઈ.

તેના વખતમાં ઈન્દોર મોટું શહેર થયું. તેણે હાલના હોલ્કરના વંશજ તુકાજી નામના બહાદુર યોદ્ધાને દત્તક લીધો ને ૧૭૯૫ માં મરણ પામી. પછી માધવરાવનો ભાઈ નારણરાવ પેશ્વા (૧૭૭૨-૪) થયો, પણ તરત તેનું ખુન થયું. તેની ગાદીએ તેનો પુત્ર માધવરાવ નારાયણ પેશ્વા (૧૭૭૪-૯૫) થયો. તેના બાપના કાકા રાઘોબાએ ગાદીનો દાવો કર્યો, નાના ફડનવીસને સબળા મરાઠા સરદાર તેના સામા થયા, ઈંગ્રેજોએ તેનો પક્ષ કર્યો ને પહેલી મરાઠા લડાઈ થઈ (૧૭૭૫-૮૨) તેની મુખ્ય બિના. (૧) કર્નલ ગોડર્ડ સૂરત આવ્યો ને અમદાવાદ લીધું (૧૭૮૦) સિંધિયાને હોલ્કરની હાર. (૨) મુમ્બાઈના લશ્કરને વાર્ગામનો શરમભર્યો ઠરાવ કરવો પડ્યો. ૧૭૮૨ સાલ બાઈની સંધી થઈ. તેમાં. (૧) પોર્તુગીઝ સિવાય સર્વે યુરપીયનને મરાઠા રાજ્યમાંથી કાઢી મૂકવા. (૨) હૈદરઅલીનો થોડો મુલક પડાવી લેવો. (૩) રાઘોબાને પેનશન આપી જ્યાં ખુશી પડે ત્યાં રેહેવા દેવો. ૧૭૮૨ નિઝામ ઉપર ખંડણી લેવા ચઢાઈ કરી ને ૧૭૯૫ માં કુર્ડલાના યુદ્ધમાં હરાવ્યો. પછી પેશ્વાએ આપઘાત કર્યો ૧૭૯૫. તેની ગાદીએ રાઘોબાનો છોકરો બાજીરાવ પેશ્વા (૧૭૯૫-૧૮૧૮) થયો. જશ્વંતરાવ હોલ્કરે તેને એટલો ખરાબ કર્યો કે તેણે ૧૮૦૨માં વસાઈની પ્રખ્યાત સંધી કરી. (૧) ઈંગ્રેજી લશ્કર રાજ્યમાં રાખવું ને ખર્ચના ૨૬લાખ આપવા (૨)ઈંગ્રેજની વૈરી પ્રજાને દાખલ ન કરવી.(૪) સુરતપરથી દાવા ઉડાવવા. (૫) નિઝામ ને ગાયકવાડ સાથે નીતકારનો ન્યાય ઈંગ્રેજ કરે. અને (૬) તે પેટે ઈંગ્રજલોકો તેના રાજ્યનું રક્ષણ

કરે. આ સંધીથી બીજી મરાઠા લડાઈ થઈ (૧૮૦૨-૪) લૉર્ડવેલસ્લીના ભાઈ જનરલ વેલસ્લી (ડ્યુકઑફવેલીંગ્ટન) એ રાઘોજી ભોંસલા અને દોલતરાવ સિંધિયાને આસેઈ આગળ હરાવ્યા. લેક સાહેબે દીલ્હીને લાસ્વારી આગળ મરાઠાને હરાવ્યા, (૧૮૦૩) સિંધિયાને રાઘુજીએ સંધી કરી કેટલોક મુલક ઇંગ્રેજને આપ્યો. પછી હોલ્કર અને ભરતપુરના રાજા સાથે લડાઈ જાગી, (૧૮૦૪-૫) રાજાએ ૨૦ લાખ આપી સલાહ કરી. હોલ્કરના લશ્કર નો દીગના પ્રખ્યાત યુદ્ધમાં કર્નલ મૉન્સન અને ફ્રેઝરે નાશ કર્યો. ૧૮૦૫ માં હોલ્કર પંજાબમાં નાઠો ને પછી સંધી થઈ, આ સમયે મરાઠા સત્તા નાશ પામી, ને ઇંગ્રેજલોકો દેશમાં સર્વોપરી સત્તા ચલાવવા લાગ્યા.

મરાઠા સત્તા નાશ થવાનાં કારણ. (૧) માહાદજી સિંધિયાનો અતિશય વધારો ને પેશ્વાથી સ્વતંત્ર થવું. (૨) નારાયણરાવના મૃત્યુ પછી નાનાફડનવીસ, બાજીરાવ, જશ્વંતરાવ હોલ્કર, અને દોલતરાવ સિંધિઆ વચ્ચેનો કલહ. (૩) પેશ્વાના બ્રાહ્મણ મંત્રી અને સિંધિયા, હોલ્કરને રાઘુજી વિગેરે ઉતરતી પંક્તિના વચ્ચે નો જ્ઞાતિભેદ. અને (૪) બાદશાહનું ઇંગ્રેજ લોકની સત્તામાં જવું.

## પિંઢારા.

પીંઢારા સિંધિયાને હોલ્કરના ભાડુતિ નોકર હતા. તે મોટા લૂટારાનું ટોળું હતું. નર્મદા ઉપર તેમની જાગીરો હતી. ને મધ્ય હિંદુસ્તાનને તે હેરાન કરતા. લૉર્ડ હેસ્ટિંગ્સે તેમને તથા દગો ફટકો રમનારે બાજીરાવ, આપાસાહેબ વરાડના રાજાને

અને બિજા મરાઠાઓને તાબે કરવા નિશ્ચય કર્યો. (૧૮૧૭-૧૮). ૧૮૧૮ પેશ્વાએ પુનાની કાંપ લૂટી પેશ્વાને પદભ્રષ્ટ કર્યો, સતારાના રાજાને થોડી જાગીર આપી બિજો મુલક ઈંગ્રેજે ખાલસા કર્યો ૧૮૧૮. આપાસાહેબને કેદ કર્યો પણ તુર્ત પંજાબ નાશી ગયો, ત્યાં મરણ પામ્યો, સિંધિયા અને પિંઢારાનો મુખ્ય સરદાર અમીરખાન શરણ થયા. અમીરખાનને ટોંકની જાગીર મળી. બિજા સર્વે પિંઢારાનો નાશ કર્યો. ચિતુ હોલ્કરના બળવાખોર સૈન્યમાં ભરાયો. તેમણે તુળશીબાઈને ઈંગ્રેજની મિત્ર જાણી મારી નાંખી. ૧૮૧૭ માં પિંઢારા ને હોલ્કરનું સૈન્ય માહીદપુર આગળ તદન નાશ પામ્યું. મલ્હારરાવ હોલ્કરે સલાહ કરી ઈંગ્રેજી લશ્કર પોતાના રાજમાં દાખલ કર્યું. ચિતુ નાઠો પણ તેને વાઘે ફાડી ખાધો. ૧૮૧૯.

## ભાગ ૪.

### પ્રથમ યૂરપિયન સંસ્થાનો.

પોર્ચુગીઝ. ૧૪૯૮ માં વાસ્કોડા ગામા નામનો પ્રખ્યાત વહાણવટી કેપઑફ ગુડહોપને માગે પહેલવહેલો કાલીકટ આવ્યો. પ્રથમ પોર્ચુગીઝોનું પ્રબળ ઘણું હતું. તેમણે પૂર્વ ને પશ્ચિમ કિનારે સંસ્થાન સ્થાપ્યાં. ૧૫૦૮ માં આલ્બુકર્ક કરીને સુબો આવ્યો. તેણે ગોવા વિગરે ઘણાં જગાઓ જીતી પોર્ચુગીઝોની સત્તા દઢ સ્થાપી, પણ અપકારી રાજાએ તેને ૧૫૧૫ માં અપમાન આપી બરતરફ કર્યો. પોર્ચુગીઝના તાબામાં દીવ, દમણ, ગોવા, તથા હુગલી, ચિતાગોંગ. સીલોનને મલાકા

હતાં, પણ હાલ આ દેશમાં માત્ર દીવ, દમ્મણ, ને ગોવાજ છે.

**વલંદા** લોકોએ સત્તરમા સૈકામાં મલાકાને સીલોન લઈ લીધાં. અને ચિન્સુરા રાજધાની કરી.

**ઇંગ્રેજ ઈસ્ટઈન્ડીયા કંપની** ઈલીઝાબેથ રાણીના વખતમાં (૧૬૦૦) સ્થપાઈ. ૧૬૧૩ માં જહાંગીરે સૂરતને અમદાવાદમાં દુકાન માંડવા રજા આપી. ૧૬૩૮ શાહજહાંએ ને પછી બંગાળાના સુબેદારે બંગાળામાં વેપાર કરવા છૂટ આપી. ૧૬૪૦ વિજયનગરના રાજા પાસેથી મદ્રાસ મળ્યું ને ત્યાં કિલ્લો બાંધ્યો, ૧૬૯૧ તેની દક્ષિણે ફોર્ટસેંટડેવીડ બાંધ્યા. ૧૬૬૮ માં પોર્ચુગીઝ પાસેથી પહેરામણીમાં મળેલો મુમ્બાઈ બેટ બિજા ચાલ્સે કંપનીને સોંપ્યો. ૧૬૯૬ માં જમીન વેચાતી લઈ કલકત્તાનો કિલ્લો બાંધ્યો. ઈંગ્લંડમાં તેમના પ્રતિસ્પર્ધિ જાગ્યા, પણ તેઓ ૧૮૦૮ માં જોડાઈ ગયા.

**ફ્રેન્ચલોકો** ૧૬૬૪ માં એક ટોળી ઉભી કરી આવી ચઢ્યા, ને સૂરતમાં દુકાન માંડી. તેમના રાજ્યનો પાયો નાખનાર મારટીને તેજ વર્ષમાં વિજાપુરના રાજા પાસેથી જમીન વેચાતી લઈ પાંડીચેરી સ્થાપ્યું. તે કિલ્લાવાળું ને મોટું વેપારી શહેર થયું. ૧૬૮૮ માં ઔરંગઝેબે ચંદ્રનગરમાં રહેવા દીધા. પછી માહે, કેરીકલને યેનાન વિગેરે મેળવ્યાં. ૧૭૩૧ ડુપ્લે ચંદ્રનગરનો ને ૧૭૪૧ માં પોંડીચેરીનો ગવર્નર થયો; તે મહા બુદ્ધિશાળી હતો. તેણે હિંદુસ્તાનમાંથી ઈંગ્રેજલોકને હાકી કાઢી ફ્રેન્ચ સત્તા સ્થાપવા ધાર્યું, ૧૭૪૬ માં ડુપ્લે અને લાબોર્ડોનેએ મદ્રાસ લીધું, પણ થોડો દંડ લઈ પાછું આપ્યું. પછી અંગ્રે·

જોએ પોંડીચેરીને ઘેરો ઘાલ્યો, પણ તરત સલાહ થઈ ૧૭૪૮.

ડુપ્લે. ૧૭૪૮માં નિઝામની ગાદીએ તેનો બિજો પુત્ર નાઝીરજંગ બેઠો, તેથી મોટા પુત્ર મુઝફ્ફરજંગને ડુપ્લેએ મદદ કરી. ફ્રેન્ચ સરદાર બુસ્સીએ અમ્બુર આગળ કર્ણાટકના નવાબ અનવરૂદ્દીનને મારી નાંખી ચંદા સાહેબને ગાદી બેસાર્યા, અને મુઝફ્ફરજંગ નિઝામ થયો. ૧૭૫૦. ઈંગ્રેજલોકે નાઝીરજંગને અનવરૂદ્દીનના છોકરા મહમ્મદઅલીની પક્ષ લીધી, પણ નાઝીરનું ખુન થયું ને બુસ્સીએ સલાબતજંગને નિઝામ બનાવ્યો ને મહમ્મદઅલી ત્રીચીનાપલીમાં ઘેરાઈ ગયો. આ વખતે ફ્રેન્ચસત્તા સર્વોપરી થઈ. ડુપ્લેએ જયસ્તંભને ડુપ્લે ફતેહાબાદ સ્થાપ્યાં.

ક્લાઈવ. ચંદાસાહેબ ને ફ્રેન્ચોથી ત્રીચીનાપલીને છોડવવા સુચના કરી, તેથી તે સાહસકર્મ તેનેજ સોંપ્યું. તે ઈંગ્લંડના શ્રૉપશીયરના એક ગરીબ ગૃહસ્થનો છોકરો હતો. નાનપણમાં મૂર્ખ ને અતિ ટંટાખોર હોવાથી તેનાં માબાપે કાસળ કાઢવાની પેઠે એક હલકા કારકુન તરીકે અહીં કાઢી મૂક્યો હતો. તેણે આ લડાઇમાં મોટું નામ મેળવ્યું. તે ન હોત તો અંગ્રેજલોકો ક્યારનાએ વિદાય થયા હોત. રોજમેળ ને ખાતાવહી લખવાનું આ બહાદુર નરને ગમ્યુ નહિ, તેથી લશ્કરી નોકરીમાં રહ્યો. પોંડીચેરીના ઘેરામાં પ્રખ્યાત થયો. અને આ અણીના સમયે આર્કોટને છાપો મારી લીધું ને મુંઠીભર માણસોથી ૧૦૦૦૦ મુસલમાનોને ફ્રેન્ચના સાથે ટક્કર લઈ તેનો બચાવ કર્યો. ગુત્તીના મોરારીરાવની મદદ મેળવી તેણે રાજાસાહેબને

આર્નિ આગળ હરાવ્યો. આર્કોટમાં ખોરાક ખૂટ્યો તે વખતે હિંદુ યોદ્ધાઓની પ્રમાણિકતા જણાઈ. તમણે અંગ્રેજલોકને ચોખા આપી પોતે ઓસામણથી ચલાવી લેવા કહ્યું. આ પછી ક્લાઈવના વિજયપર વિજય થવા લાગ્યા. તેણે ડુપ્લેના જયસ્તંભ અને ફતેહાબાદ તોડી નાંખ્યાં. ચંદાસાહેબ માર્યો ગયો, ફ્રેન્ચ લશ્કર શરણ થયું. ૧૭૫૨. ડુપ્લેને તરત પાછો બોલાવી લીધો ને પારીસમાં તે શોકથી મરી ગયો ૧૭૬૪.

ફ્રેન્ચ સત્તાનો નાશ થયો. ૧૭૫૭ લાલી કરીને ફ્રેન્ચ ગવર્નર થયો, તેણે સેંટ ડેવીડનો નાશ કરી મદ્રાસને ઘેરો ઘાલ્યો. પણ તરત ઉઠાવવો પડ્યો. ૧૭૫૯. સરઆયર કુટ ઈગ્લાંડથી નવું લશ્કર લઈ આવ્યો, તેણે લાલીને ૧૭૫૯ માં વાંદેવાશ આગળ સખત હરાવ્યો ને બુસ્સીને કેદ પકડ્યો. ૧૭૬૧ માં પોંડીચેરી તાબે થયું, ને લાલીને કેદ કરી મદ્રાસ લાવ્યા. આ પ્રમાણે ફ્રેન્ચ સત્તાનો સદાને માટે નાશ થયો. લાલીને પારીસમાં કેદ કર્યો ને ૧૭૬૬ માં ફાંસી દીધો. ૧૭૬૯ ફ્રેન્ચઈસ્ટ ઈન્ડીયા કંપની ભાગી પડી.

# ભાગ ૫.

## ઈંગ્રેજી સર્વોપરી સત્તા. ૧૭૫૬-૧૭૫૮.

અંધારી કોટડી, ૧૭૦૬. અલીવર્દીખાન પછી તેનો પૌત્ર સીરાજો દૌલા બંગાળા, બિહાર ને ઓઢીયાનો નવાબ થયો ૧૭૫૬, તે ઘણો ક્રુર, દુરાચરણી ને ઈંગ્રેજ તથા હિંદુઓનો કટ્ટો વેરી હતો, કૃષ્ણદાસ કરીને એક ધનવાન વેપારી પો-

તાના બાપની પુંજી લઈ કલકત્તામાં જઇ રહ્યો, તેને સોંપી દેવા તથા કિલ્લો પાડી નાંખવા નવાબે હુકમ કર્યો. ઇંગ્રેજોએ તેને માન્યો નહિ. તેણે કાશીમ બઝારની કોઠી જપ્ત કરી કલકત્તાપર ભારે ચઢાઈ કરી. ગવર્નર વિગેરે અમલદાર નાશી ગયા. બાકી રહેલા ઇંગ્રેજોએ મિ. હોલ્વેલને ઉપરી બનાવ્યો. પણ કિલ્લા સર થયો ને રાત્રે ૧૪૬ ઇંગ્રેજોને એક નાની હવડ કોટડીમાં પૂર્યાં. બિચારા તાપને સંકડાશથી ગુંગળાઈ ૧૨૩ મરી ગયા. નવાબ લુટ કરી પાછો ગયો. આ ચંડાળ કૃત્યથી મદ્રાશના ઇંગ્રેજો વેર લેવા ઉશ્કેરાયા. બહાદુર ક્લાઇવને વોટસન બંગાળે ગયા. ૧૭૫૭ માં કલકત્તા લીધું, હુગલીને છાપો માર્યો, સીરાજુદ્દોલાએ ભય પામી સંધી કરી, તેથી ક્લાઇવે તક સાધી ચંદ્રનગર લઇ ફ્રેન્ચોને બંગાળેથી હાંકી કાઢ્યા. આ વખતે મુર્શિદાબાદના જગત શેઠ, સેનાપતિ મીરજાફર, ત્રીજોરર રાજા રાય દુર્લભ અને બીજા કેટલાકે નવાબ સામું કાવત્રુ રચી ક્લાઇવને મદદ કરવા તેડાવ્યો. એક દગાખોર અમીચંદે ૩૦ લાખ રૂપીઆ માગ્યા, નહિ તો નવાબને કહી દેવાની ધમકી આપી. ક્લાઇવે ખોટું ખત ને ખોટી સહીઓ કરા આપી વિશ્વાસઘાતથી છેતર્યો. પછી ક્લાઇવ આગળ ચાલ્યો, ને પ્લાસીનું યુદ્ધ થયું. સીરાજ નાઠો અને મિરજાફર નવાબ થયો. ઇંગ્રેજ લોકનું તમામ નુકસાન ભરી આપ્યું. સીરાજુદ્દોલા પકડાયો ને મિરજાફરના છોકરાયોએ મારી નાંખ્યો. પ્લાસીએ હિંદુસ્તાનનું ભવીષ્ય નક્કી કર્યું.

**ક્લાઇવ** હવે બંગાળાનો ગવર્નર થયો. ૧૭૫૯ શાહ આલમને અયોધાના વઝીરે બિહારપર ચઢાઇ કરી, પણ કેપ્ટન કાર્નાકડે પટના આગળ તેમને હરાવ્યા. ૧૭૬૦ માં ક્લાઇવ વિલાયત ગયો.

**મીરકાશીમ.** ૧૭૬૦-૬૫. ક્લાઇવ પછી વાન્સી ટાર્ટે મિરજાફરને પદચ્યુત કર્યો, ને તેના ભત્રિજા મિરકાસીમને નવાબ બનાવ્યા. તેણે બર્દવાન, મેદનાપુર ને ચિત્તાગાંગ ઇંગ્રેજ લોકને આપ્યાં. તે ઘણો ચતુર ને બહાદુર નવાબ હતા. ઇંગ્રેજોથી છૂટવાને માટે તેણે મોંગીરમાં ગાદી કરી ને લશ્કર સૂધાર્યું તથા વધાર્યું. આ વખતે પણ શાહ આલમ ચઢી આવ્યો, પણ કર્નાક તેને પટના પાસે હરાવ્યા. ત્યાં મિરકાસીમને તેણે સુબેદાર કબુલ કર્યો. ૧૭૬૩ માં જકાત વિષે વાંધો પડ્યો. ઇંગ્રજે પટના કબજે કર્યું, તેથી તેણે તે પાછું છીની ત્યાંના અંગ્રેજને કતલ કર્યા, પછી ઘેરીઆ આગળ હાર્યો ને અયોધ્યે નાશી જઈ શાહઆલમ અને નવાબ વઝીરને મળી ગયા. તેઓ ત્રણેને બક્સર આગળ મન્રોસાહેબે હરાવ્યા. મુગલરાજમાં સૌથી બળવાન નવાબ વઝીર તાબે થયો તથા મધ્ય હિંદુસ્તાનમાં પણ અંગ્રેજો સત્તાવાન થયા. ક્લાઇવ ૧૭૬૫માં ઇંગ્લંડથી આવ્યો. તેણે લાંચને બક્ષીસો લેવાની સખત બંધી કરી. પછી તેણે અલ્લાહાબાદમાં સંધી કરી બંગાળાની દિવાની મેળવી, અને બાદશાહને ૨૬ લાખનું વર્ષ ઠરાવ્યું. એ રીતે દિલ્હીથી તેમણે બંગાળાનું રાજ્ય મેળવ્યું ને મિરજાફરના છોકરાને પેનશન આપ્યું. ક્લાઇવે વિલાયતના હુકમથી લશ્કરી

અમલદારના ભથ્થામાં ઘટાડો કર્યો. તેમણે બંડ કર્યું પણ તરત સખતાઈ વાપરી બેસારી દીધું. કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની મના કરી પગાર વધારી આપ્યા. એથી તેણે દુશ્મન વધાર્યા, જ્યારે તે ૧૭૬૭માં છેલ્લો વિલાયત ગયો ત્યારે તેમની શીખવણીથી ડાયરેક્ટરોએ નાહક તેને ઘણો હેરાન કર્યો.

વૉર્નહેસ્ટીંગ્ઝ. ૧૭૭૨–૪. નવાબને કંપનીની ભેગી સત્તાથી બંગાળામાં ઘણું અંધેર થઈ ગયું. વૉર્નહેસ્ટીંગ્ઝ ૧૭૭૨ માં ગવર્નર થઈ આવ્યો તેણે નવાબની સત્તાનો નાશ કર્યો. અંગ્રેજ કલેક્ટર નિમ્યા, ઝમીનદારનો ફોજદારીને દિવાની હક લઈ લીધો, ન્યાયની કોર્ટો સ્થાપી, અને કાયદો બાંધ્યો. કલકત્તા રાજગાદી ઠરાવી. અયોધ્યાના નવાબ વઝીરની અરજપરથી એક લશ્કર મોકલી રોહીલા નામના અફઘાન લોકોને રોહીલ ખંડમાંથી કતલ કરી કાઢી મૂક્યા ને તેમનો દેશ તેમના શત્રુ નવાબવઝીરને સોંપ્યો, તેથી હેસ્ટીંગ્સની ચાલપર મોટો બટ્ટો લાગ્યા ૧૭૭૪.

## ગવર્નર જનરલ.

(૧) વૉર્નહેસ્ટીંગ્સ. (૧૭૭૪–૮૫) હિંદુસ્તાનમાં કંપનીનું રાજ્ય સુધારવા પાર્લામેન્ટમાં ૧૭૭૩માં રેગ્યુલેટીંગ એક્ટ પસાર થયો. તેથી બંગાળાનો ગવર્નર જનરલ આખા હિંદુસ્તાનનો ઉપરી ઠર્યો. અને સરખી સત્તાના ચાર જણની મંડળી તેને મદદ કરવા ઠરાવી તેથી ગડબડ થઈ. ૧૭૭૪ માં તે પ્રમાણે વૉરનહેસ્ટીંગ્સ ગવર્નરજનરલ થયો. ફ્રાન્સીસને

બિજા બે કૅાસીલરો તેની વિરૂદ્ધ થયા, અને ૧૭૭૬ સુધી તેને ઘણો હેરાન કર્યો. ફ્રાન્સીસથી ઉશ્કેરાયલા ઘણા જણે હેસ્ટીંગ્સપર તોહોમત મૂક્યાં. તેમાં નન્દકુમાર કરીને એક પૈસાદાર બ્રાહ્મણ મુખ્ય હતો. પણ સુપ્રીમ કોરટે તેને તરતજ વિશ્વાસઘાત માટે ફાંસી દીધો ૧૭૭૫, તેનું આળ હેસ્ટીંગ્સ માથે આવ્યું. આ જુઠું હતું કેમકે સાચ્ચું હોત તો પાર્લામેન્ટ-માં તેનાપર કામ ચાલ્યું ત્યારે તહોમતદારેએ એ વિષે કંઈ ઈસારો પણ ન કર્યો. સુપ્રીમકોર્ટ હિંદુલોકોને યુરોપીયનલોકથી બચાવી ઈંગ્રેજી ન્યાયનો લાભ આપવા સ્થાપી હતી, પણ શરૂથીજ તેણે અન્યાય કરવા માંડ્યો. તેના સમયમાં મરાઠાને માઇસોરની લડાઈએ થઈ. હેસ્ટીંગ્સે ૧૭૭૫માં અયોધ્યાના જુવાન નવાબવઝીર પાસેથી બનારસ લઈ ચૈયતસીંગ જમીદારને દર વર્ષે ૨૨½ લાખ રૂપિઆ ઠરાવી આપ્યું. મરાઠા, હૈદર, ડચને ફ્રેન્ચ લોકોની લડાઈથી ખાલી થયેલો ખજાનો ભરવા હેસ્ટીંગ્સે ચૈયતસીંગ પાસેથી વધારે ખંડણી ને લશ્કર માગ્યું. ચૈયતસીંગે ના પાડી તેથી હેસ્ટીંગ્સ પંડે બનારસ ગયો ને ચૈયતસીંગને કેદ કર્યો. શહેરમાં તોફાન ઉઠ્યું, ને ચૈયતસીંગ નાઠો, પણ તે હાર્યો ને ગ્વાલીયર જઈ રહ્યો. તેના ભત્રિજાએ ૪૦ લાખ આપવા કબુલ કરી રાજ લીધું. અયોધ્યાની બેગમોને મરનાર નવાબનો સઘળો ખજાનો ૧૭૭૫ માં મળ્યો તેથી નવો નવાબ પૈસા વગરનો થયો ને તેને માથે ઈંગ્રેજ લોકોનું ભારે દેવું હતું, બેગમોએ ચૈયતસિંગને ઉશ્કેરવાનું નવાબે જણાવ્યાથી ૧૭૮૧માં હેસ્ટીંગ્સે તેમની

પાસેથી પૈસા કઢાવવા રજા આપી. નવાબે ને ઈંગ્રજોએ શરમ ભરેલી ક્રૂરતાઓ વાપરી બેગમો પાસેથી ૭૬ લાખ કઢાવ્યા. આ કૃત્યાથી હેસ્ટીંગ્સ ઉપર ઇંગ્લંડમાં સૌ ગુસ્સે થયા ને તેને ૧૭૮૫ માં બોલાવી લીધો. ત્યાં પ્રખ્યાત મહાન્વક્તા બર્ક તેના મુખ્ય તહોમત મૂકનાર હતો. રોહીલા, ચૈયતસિંગને બેગમો માટે તેનાપર મુખ્ય તહોમત હતાં. તેનાપર ૧૭૮૮-૯૫ સુધી કામ ચાલ્યું. પછી તે છુટી ગયો, પણ તેમાં તેને ૨૦ લાખ ખર્ચ થયા. ૧૭૮૩ માં ફોક્સ પાર્લામેંટમાં હિંદુસ્તાનનું રાજ્ય રાજાને તાબે કરવા ધારો લાવ્યો, પણ તે નાપસંદ થયો. ૧૭૮૪ મુખ્ય પ્રધાન પીટે કરીને તેવોજ ધારો પસાર કરાવ્યો, તેથી હિંદુસ્તાનનું રાજ ચલાવવા એક "બોર્ડઑફ કન્ટ્રોલ" નામની સભા સ્થાપી, તેના ઉપરી રાજાના એક પ્રધાનને ઠરાવ્યો, ને તેને ગવર્નર જનરલ નીમવાનો હક આપ્યો. આ વહીવટ ૧૮૫૮ સુધી ચાલ્યો.

(૨) લૉર્ડ કૉર્નવૉલીસ ૧૭૮૫-૯૩. ૧૭૮૬ માં લૉર્ડકૉર્નવૉલીસ આવ્યો. તેને સુધારો કરવા હુકમ થયો હતો. તેણે લાંચ ને ભેટની લાલચ તોડવા નોકરોના પગાર વધાર્યા, ને પક્ષાપત તથા કપટનો અંત આણ્યો. ૧૭૮૮ મા નિઝામે ગન્તુર અંગ્રજોને આપ્યું અને તે તથા મરાઠા ટીપુ સામે લડવામાં મદદ કરવા તૈયાર થયા. એથી મ્હેસોરની ત્રીજી લડાઈ થઈ (૧૭૯૦-૨) કંપનીએ લડાઈ માટે ઠપકો દીધો, પણ ઈંગ્રેજલોક તેથી ખુશી થયા, ને તેને ઉમરાવ બનાવ્યો. કૉર્નવાલીસનો "પર્મેનન્ટસેટલમેન્ટ" અથવા બંગાળાની જ-

મીદારીનો ઠરાવ ઘણો પ્રખ્યાત છે. મુગલ રાજ્યમાં ઝમીન્દારો વસુલ ઉઘરાવી સુબેદારને ભરતા. ધીમે ધીમે તેમણે ન્યાય કરવાની સત્તા ગૃહણ કરી, ને જાગીરોનો વંશ પરંપરા વહીવટ કરવા લાગ્યા. કંપનીના હુકમથી લૉર્ડકાર્નવાલીસે તેમને મંજુર રાખ્યા. એથી હાલ ગરિબ ખેડુતપર ઘણો જુલમ ગુજરે છે, એ એની મોટી ખામી ગણાય છે. વળી તેણે મુનસીફ વિગેરેની ન્યાયની કોર્ટો સ્થાપી, પોલીસખાતું સ્થાપ્યું. પણ હિંદુઓને મોટા હોદાથી બાતલ કર્યાને ઘણીજ હલકી જગ્યાઓ આપી.

**(૩) સરજૉન શોર.** (૧૭૯૩-૮.) ટીપુ, નિઝામને મરાઠાઓની ગડબડથી તેને કંટાળો આવ્યો, તેથી તે તેમનાથી અલગ રહ્યો. ૧૭૯૭ માં વઝીરઅલ્લી અયોધાનો નવાબ થયો. તેને રાજાનો છોકરો, દુરાચરણી ને ઈંગ્રેજોનો દુશ્મન જોઇ પદચ્યુત કર્યો અને માજી નવાબના ભાઈ સાદતઅલ્લીને ગાદી આપી, વઝીરઅલ્લીને બનારેસમાં રાખ્યો. રક્ષણ માટે અયોધામાં ઈંગ્રેજી લશ્કર રાખવા કરાર થયા તેમાં ઠર્યું કે (૧) ઈંગ્રેજ લોકોએજ અયોધાનું રક્ષણ કરવું. (૨) તેના બદલામાં ૭૬ લાખ દરવર્ષે આપવા, (૩) ઈંગ્રેજોને મદદ કરવા નવાબે માત્ર ૩૫૦૦૦ કવાયદી લશ્કર રાખવું, (૪) અને ઈંગ્રેજોની રજા વગર કોઈ રાજ્ય સાથે સંબંધ ન રાખવો.

**(૪) લૉર્ડવેલેસ્લી.** (૧૭૯૮-૧૮૦૫.) વેલેસ્લી આવ્યો કે તરત તેણે ટીપુ, નિઝામ, મરાઠાને પંજાબ તથા કાબુલના

ઝમાનશાહ અબ્દાલીના હુમલાઓથી બ્રિટીશ રાજ્યનો નાશ થશે એમ ધાર્યું. પણ તેની હાડાકબુદ્ધિથી, તેના ભાઈ કર્નલવેલેસ્લી (વેલીંગ્ટન) ની યુદ્ધકળાથી તમામ આફતો વેરાઈ ગઈ. ૧૭૯૫ માં મહમ્મદઅલી મરી ગયો, ને તેના છોકરે કર્ણાટક ઈંગ્રેજોને આપી પેનશન લીધું. તેજ વર્ષમાં સાદતઅલીને રાજમાં સુધારો કરવા ને લશ્કર ખર્ચ માટે કેટલોક મુલક આપવા ફરજ પાડી. તેણે મરાઠાઓને વશ કર્યા (ભાગ ૩જો) તેણે ૧૮૦૫ માં આ દેશ છોડ્યો. તે ચંચળ ને વિજયી રાજ કર્તા હતો. તેણે ઈંગ્રેજી રાજની હદ બમણી વધારી સત્તા દૃઢ કરી.

૧૮૦૫ થી ૧૮૧૩ સુધીમાં ત્રણ ગવર્નર જનરલો થઈ ગયા. લૉર્ડકૉર્નવાલીસ બીજી વાર આવ્યો, પણ તે થોડા દહાડામાં મરી ગયો (૧૮૦૬). ૧૮૦૫ મરાઠા સાથે સલાહ થઈ. પછી સરજ્યાર્જ બાર્લો ગવર્નર જનરલ થયો. ને લૉર્ડમિન્ટોએ સિંધના અમીરો, કાબુલ ને ઈરાનના રાજાઓ તથા પંજાબના રણજીત સિંહ સાથે તહ કર્યા. આ વખતે એમ ધારવામાં આવતું હતું કે તેમને રૂશીયને તથા ફ્રેન્ચોએ ઉશ્કેર્યા છે. ૧૮૦૬ માં વેલોરના લશ્કરે બંડ કર્યું.

---

"સબ સીડરી સીસ્ટમ" એટલે રક્ષણનું લશ્કર દાખલ કરનાર રાજાએ નિચેની સરત સમજી લેવાની હતી. (૧) ઈંગ્રેજોને સર્વોપરી સત્તા કબુલવી (૨) તેમની રજા સિવાય કોઈ સાથે સંધી વિગ્રહ ન કરવો. (૩) તેમને મદદ કરવા લશકર રાખવું. (૪) અને તેમનાજ રક્ષણ નિચે રહેવું.

(૮) લૉર્ડ હેસ્ટીંગ્સ. (૧૮૧૩–૨૩) અર્લમોઈરા ૧૮૧૩ માં અહીં આવ્યો. તે પિંડારા લોકનો નાશ કરવા વિચારતો હતો એવામાં નેપાલ સાથે લડાઇ સળગી. ગુર્ખાં લોકોએ ભુતવાલના જમીનદારને કેદ કરી રાજ લઇ લીધું અને ત્યાંના ઈંગ્રેજી પોલીસ વાળાને મારી નાંખ્યા. આ ઉપરથી નેપાળમાં ચાર લશ્કર મોકલ્યાં, (૧૮૧૪). ૧૮૧૫ માં કર્નલ ઑક્ટર્લનીએ રામગઢ, ને મેલુનના કિલ્લા લીધા અને મકવાનપુરમાં અમીર સિંગને હરાવ્યો. તે શરણે થયો ને ૧૮૧૬ માં તહ થયો, તે પ્રમાણે જીતેલો મુલક ઈંગ્રજને મળ્યો. પછી તેણે પિંડારાઓનો અને મરાઠા સત્તાનો નાશ કર્યો. ૧૮૧૮. ( ભાગ ૩ ). તે ૧૮૨૩ માં વિલાયત ગયો. તે વિજયી રાજ કર્તા, બહાદુર યોદ્ધો, રાજનીતિ નિપુણ, ને ઉમરાવ સ્વભાવનો હતો.

(૯) લૉર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩-૨૮. હિંદુસ્તાનમાં આવ્યો કે તુરત તેને બ્રહ્મી લોક સાથે લડાઈ કરવી પડી. ૧૮૨૩ માં બ્રહ્મ દેશના રાજાએ ઈંગ્રજના મિત્ર કાચારના રાજાપર ચઢાઈ કરવાથી તથા તેની બિજી વર્તણુંકોથી કંટાળી લડાઇ કરી. સરઆર્શિબાલ્ડકેમ્પબેલે તેમના મોટા મોટા સરદારોને ઘણી લડાઈઓમાં હરાવ્યા. છેવટે પાઘાન આગળ તેઓ પૂરા હાર્યા ૧૮૨૪. ઈંગ્રેજ લશ્કર રાજધાની અમરાપુર તરફ ગયું ને રાજાએ યાન્ડાબો આગળ કરાર કર્યા. તેમાં ઈંગ્રજને આરકાન વિગેરે ફળદ્રુપ પ્રાંત મળ્યા, એક ક્રોડ રૂપિઆનો માળ્યા ને આસામ, કાચાર કે જેન્ટીયા ઉપર ફરીને દાવો ન કરવા કબુલાવ્યું. ૧૮૨૬ સેનાધિપતિ લૉર્ડ કામ્બરમીયરે ભ-

રતપુરનો કિલ્લો સર કર્યો. ૧૮૨૭ માં દિલ્હીના પેનશનખાનાર બાદશાહને જણાવ્યું કે હવેથી તને હિંદુસ્તાનનો સર્વોપરી સત્તાધીશ ગણવામાં નહિ આવે, પણ ઇંગ્રેજો ગણાશે.

(૧૦) લૉર્ડ વિલ્યમ બેન્ટીંક (૧૮૨૮-૩૫)-સુધારો-૧૮૨૮ માં બેન્ટીંકના આવવાથી ઘણા સુધારા થયા. રાજ ખર્ચ ઘણું કમી કર્યું. લશ્કરને લડતી વખતે બમણું ભથ્થું મળતું તે કાઢી નાંખ્યું. દીવાની ને ફોજદારી ને મુલ્કીખાતાં સુધાર્યાં, ને દેશીઓને છૂટથી ભારે જગામાં દાખલ કર્યા. ૧૮૨૯ માં કાયદો કરી સતીનો ઘાતકી રિવાજ બંધ પડ્યો. મેજરસ્લીમને આખા દેશમાંથી ઠગ લોકોનો નાશ કર્યો. એ ઠગ લોકો દેવીને બ્હાને લોકોને લુટતા ને સંખ્યાબંદ નિરપરાધી મુસાફરોને મારી નાંખતા. મધ્ય હિંદુસ્તાનમાં તેમનો વિશેષ ત્રાસ હતો.

મ્હૈસૂરના રાજ્યનો તેણે સારો બંદોબસ્ત કર્યો (ભાગ ૬ ઠો). ૧૮૩૩ માં કુર્ગના રાજાને ક્રૂરતા અને જુલમ માટે પદભ્રષ્ટ કરી કેદી તરીકે બનારસમાં રાખ્યો ને રાજ્ય ખાલસા કર્યું. લૉર્ડ બેન્ટીંકે ઇંગ્રેજી કેળવણી માટે શાળાઓ સ્થાપીને વિદ્યાને ઘણું ઉત્તેજન આપ્યું. **રાજા રામમોહનરાય** નામનો પ્રખ્યાત બંગાળીવીર આ વખત થયો. તે દિલ્હીના પાદશાહનો એલચી થઇ ઇંગ્લાંડ ગયો; ત્યાં તેણે બાદશાહ તરફથી લૉર્ડ આમ્હર્સ્ટના ઝાહેરનામાથી થએલા અપમાન માટે ફરિયાદ કરી, ને પેનશન વધારી આપવા વિનંતિ કરી. તેણે ધર્મ સંબંધી સુધારાનો પાયો નાંખ્યો, તે મહા વિદ્વાન બ્રાહ્મણ હતો.

ઈંગ્લાંડના બ્રિસ્ટલ શહેરમાં ૧૮૩૩ માં સ્વર્ગે ગયો. તેનાં પુ-ણ્યઅસ્થિ ત્યાં દાટ્યાં છે. તે સંસ્કૃત, ફારસી, અરબ્બી, ઈંગ્રજી ને ગ્રીક વિગેરે ભાષામાં વિદ્વાન હતો.

(૧૧) લૉર્ડ ઑાક્લૅન્ડ. (૧૮૩૫-૪૨). તે ૧૮૩૬માં આવ્યો તે પહેલાં સરમેટકાફના ચાર્જમાં છાપખાનાં સ્વતંત્ર કર્યાં. આ વખતે અફઘાન લડાઈ શરૂ થઈ ૧૮૩૯. કાબુલના રાજા શાહશુજા સાથે ૧૮૦૯માં લૉર્ડ મિન્ટોએ મિત્રાચારી કરી હતી તેને દોસ્તમહમ્મદે હિંદુસ્તાન કાઢી મૂક્યો, તે અંગ્રે-જનું પેન્સન લઈ અહીં રહ્યો. પછી દોસ્તમહમ્મદે અંગ્રેજોની મિત્રાચારીનો અનાદર કર્યો, તેથી સર જોનકીનને મેકનાટનને લશ્કર આપી શાહસુજાને રાજ્યપર બેસાડવા મોકલ્યા. દોસ્ત-મહમ્મદ નાસી ગયો ને શાહસુજાને ૧૮૩૯ ગાદી મળી. બીજે વર્ષે દોસ્તમહમ્મદ શરણ થયો. ૧૮૪૧ દોસ્તમહમ્મદના છોકરા અકબરખાંએ કાબુલના અંગ્રેજી લશ્કરપર છાપો માર્યો, હરાવ્યું, ને પાછા ફરતાં દગાથી સર્વને મારી નાંખ્યા. સર-મેક્નાટનને અકબરખાને જાતે ગોળીથી ઠાર કર્યો. ૧૮૪૨માં ઑાક્લૅન્ડ હિંદુસ્તાનની ઉપજ સુધારીને, પણ અફઘાન લ-ડાઇનું શરમ ને સંકટકારક પરિણામ લાવીને વિલાયત ગયો.

(૧૨) લૉર્ડ એલન્બરો. (૧૮૪૨-૪૪) દોસ્તમહમ્મદને ચહા-નાર અફઘાનોએ શાહસુજાને મારી નાંખ્યો. લૉર્ડઑાકલંડે તેમને સજા કરવા બે લશ્કર મોકલ્યાં હતાં જનરલ પોલોક જલાલાબાદમાં સેલના બહાદુર લડવૈયાની વહારે જઈ ચઢ્યો. આ મુઠીભર યોદ્ધાઓએ અકબરખાન સામે ગ્રુત્ત ટકવા

કર્યો હતો. બિજા લશ્કરે કંદહાર સર કર્યું. તેમણે ગીજની અને કાબુલનો નાશ કર્યો, દેશના તમામ કિલ્લા જીત્યા અને તેઓ અંગ્રેજોની ધાક બેસારી શાન્તિથી પાછા આવ્યા. પછી દોસ્તમહમ્મદ અને બિજા અફઘાન કેદીઓને છોડી મૂક્યા. લૉર્ડએલન્બરોએ સિંધના અમિરોને શિક્ષા કરવા સરચાર્લ્સ નેપીયરને મોકલ્યો, કેમકે તેમણે અફઘાન લડાઇમાં શત્રુતાનાં ચિન્હ જણાવ્યાં હતાં સિંધી લશ્કરે મેજર ઑટ્રામના બંગાલાપર હુમલો કર્યો, પણ નેપીયરે અમીરોને મિયાંની અને હૈદરાબાદ આગળ સખ્ત હરાવ્યા. સિંધ ખાલસા કર્યું, અને અમીરોને કેદ કરી બનારસ મોકલ્યા. આ શિક્ષા અન્યાય ભરેલી ને સખ્ત હતી. ૧૮૪૩ આ સમયે સિંધિયા ઘણો નાનો હોવાથી મધ્ય હિંદુસ્તાનમાં ગડબડ થઈ ને લડાઇનાં ચિન્હ જણાયાં, તેથી એલન્બરોએ ગ્વાલીયર બે લશ્કર મોકલ્યાં. ગ્વાલીયરની ફોજ મહારાજપુરને પનીયાર આગળ હારી. ૧૮૪૩. એ પછી સિંધિયા અંગ્રેજનો વિશ્વાસુ મિત્ર થયો.

(૧૩) લૉર્ડહાર્ડિંજ. (૧૮૪૪-૧૮૪૭) પંજાબના શિખ લોકે ૧૮૪૫માં અંગ્રેજ મુલકપર ચઢાઈ કરી. તેથી હાર્ડિંજ પંડે લશ્કર લઈ પંજાબ ગયો. (ભાગ ૬ ઠો.) તેણે હિંદુસ્તાનમાં રહેલા ઠગનો ને સતીની રીતનો નાશ કર્યો. તેણે ખોરાકની ચિજો ઉપરથી હાંસલ કાઢી નાંખી વેપારને ઘણું ઉત્તેજન આપ્યું.

(૧૪) લૉર્ડડેલ્હૉઝી. (૧૮૪૭-૫૬) તરતજ ફરીને પંજા-

બમાં લડાઈ ઉઠી. (ભાગ ૬ ઠો.) છેવટ પંજાબ અંગ્રેજી રાજસાથે જોડી દીધું. ૧૮૫૨ માં બીજીવાર બ્રહ્મલોક સાથે આવાના રાજાની હઠીલાઈથી લડાઈ ઉઠી, તેમાં પેગુ પ્રાંત જીતાયો. ૧૮૫૩માં નાગપુરનો રાજા વગર વારસે મરી જવાથી તે રાજ અંગ્રેજી રાજમાં જોડી દીધું. ૧૮૫૬માં અયોધામાં ઘણું અંધેર ને જુલમ ચાલવાથી તે રાજ પણ લઈ લીધું ને ભ્રષ્ટ થયેલા નવાબને પેનશન આપી કલકત્તામાં રાખ્યોછે. ડેલ્હાઝી ૧૮૫૬માં વિલાયત ગયો. તે હિંદુસ્તાનના મોટા ગવર્નરજનરલોમાં ગણાયો. તેનું રાજ આબાદ હતું. તેના વખતમાં રેલવે શરૂ થઈ, તાર ઝડપથી નંખાયો, ઝાહેર મકાનો, સડકો ને નહેરો બંધાયાં. ગુન્હેગારને રીબાવવાનું બંધ કર્યું, કલકત્તામાં કોલેજ ૧૮૫૫, અને યુનીવર્સીટીઓ સ્થાપી.

લાર્ડ કેનીંગ (૧૮૫૬ ૬૨). કેનીંગનું રાજ સિપાઈઓના બળવાથી મુખ્ય કરીને પ્રસિદ્ધ થયુંછે. ૧૮૫૭ માં સિપાઈઓને કેટલાક બદમાશોએ એમ સમજાવ્યું કે નવી ટોટીઓ ઉપર હિંદુને મુસલમાન બંનેને વટલાવવા ગાય તથા ડુક્કરની ચરબી લગાવી છે, તેથી તેમણે તે વાપરવાની ના કહી, પણ કેટલાક જક્કી અમલદારોના જુલમથી તેઓએ બંડ ઉઠાવ્યું. મિરટ, દિલ્હી, કાનપૂર વિગેરે ઠેકાણે યુરોપીયનોને નિરદયતાથી કાપી નાંખ્યા. દિલ્હી ઉપર ઇંગ્રેજી લશ્કરે છાપો મારી લીધું, પણ તેમાં તેમનો સેનાપતિ પડ્યો. હેવલોક અને ઔટ્રામે એકવાર લખ્નૌને છોડાવ્યું ને બીજીવાર કેમ્પબેલે છોડાવ્યું. આખરે અયોધા વિગેરેમાં અને મધ્ય હિંદુસ્તાનમાં

સરયુરોઝે બળવો બેસારી દીધો. આ બળવામાં સિંધીયા, જે-
પુર, અને પતિઆળાના રાજાઓએ તથા ભિક્ત રાજાઓએ
ઘણી સહાય કરી. ધોંડુપંથ (નાનાસાહેબ) વિગેરે મુખ્ય બ-
ળવાખોર હતા. ઘણાખરા બળવાખોરોને ગોળી ને ફાંસીથી
મારી નાંખ્યા. બળવામાં સામેલગીરી જણાયાથી દિલ્હીના
મુગલને કાળેપાણી મોકલ્યો. સર્લારેન્સની ચાલાકીથી પંજાબ
જેવો દેશ શાન્ત રહ્યો. નેપાળે સહાય કરી. ૧૮૫૯ માંપાછી
બધે શાન્તી વ્યાપી ગઈ. ૧૮૫૮ માં કંપની પાસેથી રાજ
લઈ લીધું, ને ઈંગ્લાંડ સાથે જોડી દીધું. ઈંગ્લાંડમાં હિંદુસ્તા-
નના રાજ માટે નવો પ્રધાન નિમ્યો, ને રાજાનો પ્રતિનિધિ
(વાઈસ્રોય) કલકત્તામાં રાજ કરવા લાગ્યો. લોર્ડકેનીંગ પહેલો
વાઈસ્રોય થયો.

# भाग ६.

## શિખ (શિષ્ય).

બાબરના વખતમાં નાનકે શિખ નામની એક ધર્મ સં-
બંધી ટોળી સ્થાપી. નાનકે મુસલમાનને હિંદુ ધર્મ જોડી દીધા
ને એકેશ્વરીમત ફેલાવ્યો. ધીમે ધીમે તેના શિષ્ય (શીખ)
વધ્યા. ધર્માંધ મુસલમાનોએ ક્રોધે ભરાઈ તેમના ગુરૂને
૧૬૦૬ માં મારી નાંખ્યો. ૧૬૭૫ માં ગુરૂ ગોવિંદ થયો,
તેણે તેમની લશ્કરી ટોળી બનાવી. તેને તથા તેના કુટુંબીઓને
મુસલમાનોએ કાપી નાંખ્યા. હવે બંદા નામના ગુરૂના તા-
બામાં શીખોએ ઘણું ઘાતકીપણું ચલાવવા માંડ્યું. પણ ફરૂ-

કશીરે બંદા વિગેરેને પકડી કતલ કર્યા. ને શીખોના લગભગ નાશ થઈ ગયો. પણ તરતજ તેઓ પંજાબમાં બળવત્તર થઈ પડ્યા. તેમનો મહાસરદાર રણજીતસિંગ ૧૭૮૦ માં જન્મ્યો. તેને માત્ર અઢાર વર્ષની વયે ૧૭૯૮ માં, જેમાનશાહે પંજાબનો ગવર્નર નિમ્યો. તેણે રાજનો વધારો કર્યો, તથા લશ્કર સુધાર્યું. ૧૮૦૯ પટીઆલાને ઝીંદના રાજપર ચઢાઈ કરી, પણ લૉર્ડમિન્ટોએ સર મેટકાફને મોકલી સંધી કરી તેમાં તેણે પતીઆલા તથા ઝીંદપર ચઢાઈ ન કરવાનું તથા મિત્ર થવાનું કબુલ્યું. તે ૧૮૩૯ માં મરી ગયો.

**લૉર્ડ હાર્ડિંજ** ના વખતમાં પહેલી શિખ લડાઈ થઈ. ૧૮૪૫. પંજાબમાં ખુનરેજીને રાજ ફેરફાર થયા પછી રણતસિંગની વિધવા ચાંદકુંવરનો છોકરો દુલીપસિંગ ગાદીએ બેઠો. શિખ સરદારોએ પોતાની એક રાજ સભા સ્થાપી અને રાજને "ખાલસા" (સ્વરુક) કહેવા લાગ્યા. લડાઈ સદા આતુર શિખ લશ્કરે ૧૮૪૫ માં ઈંગ્રેજ રાજપર ચઢાઇ કરી. પણ સરયુગફે તેમને મુડકી અને ફીરોઝશાહર આગળ સખત હરાવ્યા. ૧૮૪૬ માં સરહેરી સ્મીથે તેમને અલીવાલ આગળ હરાવ્યા. સરયુગફેને સ્મીથે સેબ્રાઉન આગળ શિખને હુમલો કરી હરાવ્યા. તોપોનો સખત માર ચાલ્યો તેજસિંગ નાઠો, પણ શ્યામસિંગ વિગેરે ઘણા સરદારો બહાદુરીથી લડતાં કામ આવ્યા. શિખ લશ્કર સતલજપાર નાઠું દુલિપસિંગ શરણે આવ્યા, ને ઈંગ્રેજ લોકે લાહોરનો કિલ્લો કબજે કર્યો. લડાઇના ખર્ચ પેટે કાશ્મીર ગુલાબસિંગને એક

ક્રોડ માટે વેચ્યું. ૧૮૪૬. સંધિ થઈ તેના કરાર (૧) સત-લજ ને બીઆસ વચ્ચેનોજલંધર દોઆબ ઈંગ્રેજ ને આપવો (૨) લાહોરમાં રેસીડંટ રાખવો, ને દુલિપસિંગ મોટો થાય ત્યાં સુધી તેને પૂછીને ચાલવું. (૩) લડાઈનું ખર્ચ આપવું. (૪) લાહોરમાં ઈંગ્રેજી લશ્કર રાખી ખર્ચ આપવું.

બીજી શિખલડાઈ લાર્ડ ડેલ્હૌઝીના વખતમાં થઈ. ૧૮૪૮ માં મુળરાજે મુલતાનમાં બંડ કર્યું, તેને ઈંગ્રેજ અધિકારીના ખુન કરાવ્યાં. આ બંડ આખા પંજાબમાં ફેલાયું. લૉર્ડગફે મુલતાનપર છાપો માર્યો, પણ ચિલ્લિઆનવાળાની મોટી લડા-ઈમાં જય મળ્યો નહિ તેથી ઈંગ્લંડને હિંદુસ્તાનમાં ભારે ગડ બડ થઈ ૧૮૪૯. પણ તરતજ ગુજરાતની મોટી લડાઈમાં શિખ અને અફઘાન લોકોનો ધાણ વળી ગયો. ગુજરાત ચિનાબ ને જેલમ નદી વચ્ચે નાનું શહેર છે. શેરસિંહ વિગેરે મુખ્ય સરદાર શરણ થયા, એક મોટો દરબાર ભરીને દુલવ-સિંગે પંજાબના રાજાના રાજીનામાપર સહી કરી ઈંગ્રેજને આપ્યું, ને પોતે ઈંગ્લંડમાં જમીદાર તરીકે જઈ રહ્યો. હાલ તે ત્યાં ક્રીશ્ચીયન થયોછે ઈંગ્રેજ સ્ત્રી પરણ્યો છે. તેને ભારે પેન્શન મળેછે. પંજાબ ઈંગ્રેજી રાજ સાથે જોડી દીધું ને સર હેન્રી તથા સરજ્હોન લોરેન્સ (વાઇસ્રોય) ને કમીશનર નિ-મ્યા. ૧૮૪૯. શિખલોકનાં હથીયાર લીધાં.

## મ્હેસૂર.

હૈદરઅલ્લી. ૧૭૦૨-૧૭૮૨. હૈદરનારાજમાં મ્હેસૂરનું રાજ

ઘણું બળવાન થઈ પડ્યું. તે મ્હૈસૂરના હિંદુ રાજાના લશ્કર નો નાનો ઉપરી હતો. ૧૭૬૧ માં રાજા તથા દિવાનને કાઢી મૂકી પોતે સુલતાન થયો. ૧૭૬૫ માં માધવરાવ પેશ્વાએ તેને હરાવી જીતેલો મુલક પડાવી લીધો, તથા ૩૨ લાખ રૂપિયા લીધા. ૧૭૬૬ મલબાર, ને કાલીકટ (દગાથી) લીધાં. પહેલી મ્હૈસૂરની લડાઈ. (૧૭૬૭-૯) તેની સત્તા અટકાવવા ઈંગ્રેજ, નિઝામ ને પેશ્વાએ સંપ કર્યો. હૈદરે મરાઠા તથા નિઝામને લાંચ આપી ફોડ્યા. નિઝામે તેને સહાય કરી. કર્નલસ્મીથે હૈદરને નિઝામ બંનેને ચંગામને ત્રીનોમાલી આગળ હરાવ્યા. ૧૭૬૭. અવારનવારે ફેરફાર પછી હૈદર એકદમ મદ્રાસ આવ્યો, ને ઈંગ્રેજોને સલાહ કરવાની ફરજ પાડી. જીતેલી જગાઓ અરસ્પરસ પાછી આપી. આ પ્રમાણે શરમ ભરેલી રીતે લડાઇનો અંત આવ્યો. ૧૭૬૯. તેજ વર્ષમાં માધવરાવ પેશ્વાએ ફરી હૈદરપર ચઢાઈ કરી. હૈદરે ઘણી લડાઇઓમાં હારવાથી પોતાના રાજનો સઘળો ઉત્તર ભાગ તથા ભારે ખંડણી આપી સંધી કરી. ૧૭૭૮ સુધીમાં પુનાની ગડબડથી તેણે પોતાનો બધો મુલક પાછો મેળવ્યો. મ્હૈસુરની બીજી લડાઈ, (૧૭૮૦-૮૪.) હૈદર નિઝામ અને મરાઠાએ ઈંગ્રેજને કાઢી મૂકવા સંપ કર્યો. ૧૭૮૦ માં કર્ણાટકપર ચઢાઈ કરી ઘણા કિલ્લા લીધા. ઈંગ્રેજી લશ્કરના સરદાર બેલીને હરાવી કેદ કર્યો. ઈંગ્રેજ સેનાધિપતિ મન્રો શરમ ભરેલી રીતે મદ્રાસ નાશી ગયો. તરત બંગાળે ખબર ગઈ. ને હેસ્ટીંગ્સે સર આયર કૂટને મોકલ્યો. કૂટે તેને વારા-

ફરતી પોર્ટોનોવો, પોલીલોર અને સોલિંગર આગળ હરાવ્યો. ૧૭૮૧. કૂટે મંદગીથી ૧૭૮૨ માં રાજીનામું આપ્યું, ને હૈદર પણ તેજ વર્ષે મરી ગયો.

**ટીપુ સુલતાન. ૧૭૮૨–૯૯.** હૈદર પછી તેનો પુત્ર ટીપુ ગાદીએ આવ્યો. તે ક્રૂર, ઘાતકી અને તેના બાપ જેવો યોદ્ધો હતો. તેને ઈંગ્રેજો ઉપર ઘણોજ ધિક્કાર હતો. મ્હેસૂરની લડાઈ ચાલું કરી. કર્નલ ફુલર્ટન શ્રીરંગપટ્ટણ તરફ ધસતો હતો પણ તરત એક બિજાની જીતેલી જગ્યાઓ પાછી આપી સંધી કરી. ૧૮૮૪ આ રીતે બિજી લડાઇનો પણ શરમ ભર્યો અન્ત આવ્યો. પછીટીપુએ ૧૭૮૪ થી ૯૦ સુધી ઘણી જીતો મેળવી. તેણે કનાડા.કુર્ગ ને મલબાર જીત્યાં. હિંદુનાં દેવળ ને મૂર્તીઓનો નાશ કર્યો, ને જુલમથી તેમને મુસલમાન કર્યાં. ૧૭૯૦ માં ત્રાવણકોરપર ચઢાઈ કરી. **મ્હૈસુરની ત્રીજી લડાઈ. ૧૭૯૦–૯૨.** ત્રાવણકોરનો રાજા ઈંગ્રેજનો મિત્ર હતો. લૉર્ડકાર્નૉવાલિસે તેનું રક્ષણ કરવા નિશ્ચય કર્યો. તેણે નાના ફડનવીસ અને નિઝામને જીતેલો મુલક વ્હેંચી લેવાની લાલચે મેળવી લીધા. ૧૭૯૦ કાર્નૅવાલીસ પંડે લડવા ચાલ્યો. ૧૭૯૧ માં તેણે બેંગલોર લઈ ટીપુને **અરીકેરા** આગળ હરાવ્યો. સામન ખૂટ્યાથી તે મદ્રાસ ગયો. પણ ટીપુના ઘણા કિલ્લા જીત્યા. ૧૭૯૨ માં રંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. ટીપુએ સંધી કરી. અડધું રાજ્ય ને ત્રણ ક્રોડ ઈંગ્રેજને આપ્યા. ત્રીશલાખ મરાઠાને આપ્યા, ને બે છોકરાને સાનમાં મોક-

ધ્યા. નિઝામને મરાઠા આ વખત પણ દગો રમ્યા તોપણ કૉર્નવૉલીસે કરાર પ્રમાણે જીતેલો મુલક વહેંચી લીધો. ઈંગ્રેજોને બારમાહાલ, દીન્દીગાલને મલબાર મળ્યાં. કુર્ગ તેના રાજાને પાછું સોંપ્યું. મ્હૈસૂરના ત્રીજી લડાઇનો કીર્તિ ભરેલો અન્ત આવ્યો. ૧૭૯૨. **મ્હૈસુરની ચોથી લડાઈ. ૧૭૯૮–૯૯.** લૉર્ડ વેલ્સ્લી ૧૭૯૮ માં આવ્યા ત્યારે ઈંગ્રેજ સામે ટીપુ, નિઝામ સિંધીયા અને ઝેમાનશાહે સંપ કર્યો હતો. પહેલા ત્રણને ફ્રેન્ચોએ ખુબ ઉશ્કેર્યા હતા. લૉર્ડ વેલેસ્લીએ નિઝામ સાથે "સબસીડરી" સંધી કરી. તેનું મોટું લશ્કર કર્નલ વેલસ્લીને સોંપ્યું. જનરલ સ્ટુઆર્ટ અને હેરીસે મ્હૈસૂર પર ચઢાઈ કરી. સીડાસૂર આગળ ટીપુને સ્ટુઅર્ટે અને માલ્વેલી આગળ હેરીસે હરાવ્યો (૧૭૯૯). શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલી લીધું. ટીપુનું મડદુ પાલખીમાંથી જડ્યું તેને લાલબાગમાં દાટ્યું. વેલેસ્લીએ થોડો મુલક નિઝામને આપ્યો ને ઈંગ્રેજો માટે કનારા, કોઇમ્બટૂરને વાઇનાદ લીધાં. જુના હિંદુરાજાના એક બાળકને ગાદીએ બેસારી વેલસ્લીને રાજકરવા નિમ્યો. આ જીતથી બ્રિટિશ સત્તા સર્વોપરી થઈ. ૧૮૩૨ માં લૉર્ડ બેન્ટીંકે અંધેરથી કંટાળી ઈંગ્રેજી કારભાર કર્યો. ત્યાંનો રાજા મરી ગયો, ને તેના વારસને હમણાં રાજ સોંપ્યું. હાલનો જવાન રાજા ઘણો ચંચળ, લોકપ્રિય, વિદ્વાન ને સુધારાને ચહાનારોછે. તેણે મ્હૈસૂરમાં નાનાપાયાપર પાર્લામેન્ટ સ્થાપી છે.

# ભાગ ૭.

## વાઈસ્રૉય. ૧૮૫૮-૧૮૮૩

(૧) લૉર્ડ કેનીંગ. ૧૮૫૮-૬૨. પાર્લામેંટના જાહેરનામા પ્રમાણે લૉર્ડ કેનીંગ પહેલો વાઇસ્રાય થયો. તેના વખત પહેલાં ૧૮૫૬ માં ઈરાન અને ચીન સાથે લડાઈ થઇ. (૧) ઈરાની લોકને હેરાત લેતાં ઈંગ્રેજોએ અટકાવવાથી તેઓ ગુસ્સે થયા હતા, સરજેમ્સ ઔટ્રામે ઇરાની લશ્કરને હરાવી ઘણી જગાઓ લીધી તેથી શાહ પારીસમાં સલાહ કરી ૧૮૫૭. (૨) ચીના લોકોએ ઈંગ્રેજનું અપમાન કરવાથી લૉર્ડ એલજીને ચઢાઈ કરી, અપમાન કરનારને પકડી કલકત્તે આણ્યો. ચીનના બાદશાહે સલાહ કરી યૂરોપની મુખ્ય પ્રજાને વેપારની છૂટી આપી.

(૨) લૉર્ડ એલ્ગીન ૧૮૬૨-૪. બળવાના વખતમાં વિલાયતથી ચીનની લડાઇ માટે આવેલ લશ્કરની તેણે વખતસર મદદ આપી હતી.

(૩) લૉર્ડ લૉરેન્સ ૧૮૬૪-૬૯. આ ભલો ને લોકપ્રિય વાઇસ્રૉય પંજાબનો કમીશનર હતો. ત્યાં પણ ઘણી લોકપ્રિયતા મેળવી હતી. બળવાના વખતમાં તેનાજ ડહાપણથી પંજાબ શાન્ત રહ્યું અને ઈંગ્રેજોને શીખની મદદ મળી.

(૪) લૉર્ડ મેયો. ૧૮૬૯-૭૨-મેયોના ઉદ્દેશ હિંદુસ્તાનને લાભકારી હતા ને તે ધીમે ધીમે અમલમાં આવત, પણ

એન્ડેમાન્ડના બેટમાં કેદીઓનાં દુઃખ નિવારણ કરવા ગયે-
લા આ દયાળુ પુરૂષને કોઈ અફઘાન કેદીએ છરીથી જખમ
કરી મારી નાંખ્યો, તેથી ભરતખંડમાં ને ઈંગ્લંડમાં ઘણીજ
દીલગીરી ફેલાઈ. તેના વખતમાં શાહજાદો આલ્ફ્રેડ ભરત-
ખંડમા આવ્યો, તથા કાબુલના અમીર શેરઅલીની વાઈ-
સ્રૉયે મુલાકાત લીધી.

લૉર્ડ નૉર્થબ્રુક. ૧૮૭૨–૭૬. તેના વખતમાં વડોદરાના
ગાયકવાડ મલ્હારરાવને ત્યાંના રેસીડંટને ઝેર દેવાના આરોપ
મૂકી પદભ્રષ્ટ કર્યા, પણ આરોપ સાબીત ન ઠર્યા, ને રાજ્ય
કરતાં ન આવડવાથી મદ્રાસમાં કેદ રાખી એક દત્તક સિ-
યાજીરાવને ગાદીએ બેસાડ્યો. ૧૮૭૪. ૧૮૭૫ માં પાટવી
કુંવર પ્રીન્સ ઑફ વેલ્સ હિંદુસ્તાન જોવા આવ્યો.

લૉર્ડલીટન. ૧૮૭૬–૮૦. મહારાણી વિક્ટોરીયાએ ૧૮૭૭મા
કૈસરેહિંદ. નું પદ ધારણ કર્યું. દિલ્હીમાં ભારતવર્ષનાબધા
ભૂપતિ એકઠા થયા. તે વર્ષે દક્ષિણમાં દુકાળ પડ્યો. દુકા-
ળનું ખર્ચ કરવા લૈસેન્સટેક્સ નાંખ્યો, મિઠાની જકાત વધા-
રી દીધી, વિલાયતવાળાનાં કાપડની જકાત કાઢી નાંખી,
પુસ્તકો, વર્તમાન પત્રો ને ચોપાનીયાં ખુશી પડે ત્યારે સરકા-
ર બંધ કરે તથા દેશીઓ હથીયાર ન રાખે એવા કાયદા
કર્યા ૧૮૭૮. અધુરામાં પૂરૂ અફઘાનીસ્તાન જોડે લડાઈ
ઉઠાવી. અમીરને રૂશીયનોએ ઉશ્કેર્યા છે એવી શંકાથી, તથા
રૂશીયન એલચીને કાબુલમાં રેહેવા દેતાં અંગ્રેજી એલચીને

સરહદપરજ અટકાવવાથી લડાઈ થઈ. ઈંગ્રેજોએ કંદહાર સ્હેલાઇથી લીધું ને જલાલાબાદ જીત્યું, તેથી અમીર પોતાના છોકરા યાકુબખાનને ગાદી સોંપી મધ્ય એશીયામાં નાઠો. પણ ત્યાં મરી ગયો. યાકુબે સલાહ કરી ઈંગ્રેજી એલચીને પોતાના દરબારમાં રાખ્યો. ૧૮૭૯. ત્રણ મહિનામાં અફઘાનોએ બંડ કરી એલચીને તથા તેનાં માણસોને મારી નાંખ્યાં. ઈંગ્રેજી લશ્કરે ફરી ચઢાઈ કરી, અમીર શરણ થયો, ને કાબુલ પડ્યું. એલચીખાતાના ખુનીઓને ફાંસી દીધી. અમીરને તથા તેના કેટલાક સરદારોને કેદ કરી ભરતખંડમાં લાવ્યા. અફઘાનોએ ફરી બંડ ઉઠાવ્યું પણ તેમને શેરપૂરની લડાઇમાં સખત માર માર્યો, ગીજનીનો કીલ્લો પડ્યો ને આખા દેશમાં ઈંગ્રેજો ફરી વળ્યા. યાકુબનો ભાઈ અયુબખાન હેરાતનો સુબો હતો તેણે કંધારપર ચઢાઈ કરી, મૈવંદ આગળ ઈંગ્રેજ લશ્કરે માર ખાધો, ને કંધારને ઘેરો ઘાલ્યો. કંધાર છોડવવા જનરલ રોબર્ટ કાબુલથી ચઢ્યો, ને અફઘાનોનો કંધાર આગળ ઘાણ કાઢી નાંખ્યો. અબદુલ રહેમાન નામના સરદારને કેટલીક સરતોથી રાજ સોંપી ઈંગ્રેજી લશ્કર કાબુલમાંથી પાછું આવ્યું. આ વખતે કંધાર સુધી રેલવે બાંધવાનું શરૂ થયું. ૧૮૮૧.

લૉર્ડરીપન. ૧૮૮૦. ભરતખંડની પ્રજાને હાલ અતિ પ્રિય થઈ પડેલા આ ખરા ઉમરાવે આવ્યા પછી ગયા રાજના ઘોટાળા તોડી નાંખ્યા. પૈસાની લૂટ, હિસાબનાં ભોપાળાં, ને વર્તમાનપત્રપરના ઘાતકી કાયદાને તેણે ધિક્કારી કાઢ્યાં. સ-

રકારીખાતામાં દેશી ઓજો વાપરવા, ને દેશીઓને વિશ્વાસની જગામાં દાખલ કરવા માંડ્યા. કેળવણીની રીત તપાસવા કમીશન નિમ્યું, ને શહેરોની મ્યુનીસીપાલિટીનો કારભાર શહેરીઓનેજ સોંપવા ઠરાવ કર્યો. સરકારના વિશ્વાસુ દેશી અધિકારીઓ યુરપિયન ગુન્હેગારને શિક્ષા કરી શકે તેવો કાયદો કરવા વિચાર ચાલેછે, તેને "ઈલ્બર્ટબિલ" કહેછે. આ નિષ્પક્ષપાતિ ઉમરાવથી હથીયાર સંબંધી ધારો તથા બિજા ઘણા નુકશાન કર્તા ધારાઓ રદ થવાની ને ભારતવર્ષનું ભલું થાય તેવા ધારા બંધાવવાની સર્વ પ્રજા ઉત્કંઠા રાખેછે. આજ સુધી થયેલા રાજ પ્રતિનિધીઓમાં સર્વથી પહેલો નંબર હજી સુધી लॉर्ड रीपन ને આપીએ છીએ. ૧૮૮૩

# पूर्वणी भाग.

ખ્રિ. સન પહેલાં ૫૬ વર્ષ ઉપર માળવામાં મહાન વિક્રમ રાજા થયો. તે ઘણો ચતુર, ઉદ્યોગી ને પરદુઃખ ભંજન હતો. તેના પરોપકાર વિષે આજ પણ અભૂદત વાર્તાઓ લોકોમાં ચાલેછે, અને ખ્રિ. પૂ. ૫૬ મા વર્ષથી ઉત્તર ભારત વર્ષમાં એટલે નર્મદા નદીથી ઉત્તરના પ્રદેશોમાં તેનો સંવત ચાલે છે.

ઈ. સ. ૭૭ માં દક્ષિણમાં મહારાષ્ટ્રમાં શાલીવાહન રાજા થયો. તેનો શક નર્મદા નદીથી દક્ષિણના પ્રદેશમાં એટલે આખા દક્ષિણ ભારતવર્ષમાં ચાલવા લાગ્યો. દંત કથા ચાલે છે કે તે કુંભારનો છોકરો હતો ને માટીનાં પૂતળાંના લશ્ક-

રથી લડવા જઈ વિક્રમને તેણે જીત્યો હતો, પણ તે અ-સંભવિત છે, કેમ કે વિક્રમ તો ઘણાં વર્ષ પહેલો થઈ ગયો.

લૉર્ડ વિલ્યમ્બેન્ટીક ના સમયમાં ૧૮૩૦ માં કલકત્તામાં બ્રહ્મસમાજ સ્થપાયો, તેણે હિંદુ ધર્મનો સુધરેલા રૂપમાં ભારતવર્ષમાં પ્રસાર કર્યો. તેના સ્થાપક પ્રખ્યાત રાજા શ્રી રામમોહનરાય હતા. તે ૧૮૩૧ માં વિલાયત ગયા અને ૧૮૩૩ ના સપ્ટેમ્બરની ૯ મીએ બ્રિસ્ટલમાં તેમનો કાળ થયા પછી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકોરે બ્રહ્મસમાજનો પાયો દૃઢ કર્યો. બાબુ કેશવચંદ્રસેનના ૧૮૬૬ માં ભારતવર્ષી બ્રહ્મસમાજ સ્થાપવા પછી બ્રાહ્મ ધર્મ ઘણો સુધરીને પ્રસરી ગયો છે. આખા ભારત વર્ષમાં પશ્ચિમની ભાષાઓ ભણેલા અને સ્વતંત્રતાથી સત્યાસત્યનો વિચાર કરનારાઓમાં ઘણે ભાગે એ ધર્મ હાલ ચાલે છે.

૧૮૩૨ માં સ્વદેશ શુભ કર્ત્તા પ્રખ્યાત કરસનદાસ મૂળજીનો જન્મ થયો. ભારત વર્ષમાં તે વખતે અતિ પ્રસરેલા અને અતિ અનીતિ ભરેલા વલ્લભી પંથનાં પોગળ તેણે વેરવા માંડ્યા. તેથી ૧૮૬૨ માં "મહારાજ લાયબલકેસ" મું-બઇમાં ચાલ્યો. સત્યતાથી અને દૃઢતાથી કરસનદાસનો વિજય થયો, અને અનીતિને સખત ફટકો લાગ્યો, લોકોને એથી દેવ અને ગુરૂમંદિરોમાં થતાં કુત્યોનું ભાન આવ્યું, સ્વતંત્ર વિચાર સુઝ્યા, અને ધિમે ધિમે ખરા માર્ગે ચાલવા લાગ્યા. ૧૮૬૩ માં કરસનદાસ વિલાયત ગયા, અને ૧૮૭૧

ગુજરાતમાં કાઠીયાવાડના લીંબડી ગામમાં મર્ણ પામ્યા. તે ઘણા વિદ્વાન, નીતિવાન, ધૈર્યવાન અને સત્યવાન હતા. તેમનાં નીતિવચન તથા ઈંગ્લાંડની મુસાફરી ગૂજરાતી ભાષામાં વખણાય છે. ૧૮૦૯ માં તેમનાજ જેવા વીરપુરૂષ દુર્ગારામ મહેતાજીનો સુરતમાં જન્મ થયો. તેમણે મોટા મોટા જાદુગરોના સામા થઈ સેંકડો વર્ષથી જામી ગએલા વહેમોને તોડયા. ૧૮૪૪ માં સુરતમાં માનવધર્મ સભા સ્થાપી. તેમણે અમલદારોના કેટલાક જુલમ અટકાવ્યા, ૧૮૭૭ માં તેમનું મર્ણ થયું. તેમનામાં પણ કરસનદાસ જેવાજ સદ્‌ગુણો ભર્યા હતા, ૧૮૬૧ માં રાવસાહેબ મહીપતરામ રૂપગુજરાતમાંથી પહેલ વહેલા વિલાયત ગયા.

ઉપર કહેલી બિનાઓમાં ભારતવર્ષે ધીમે ધીમે આંધળી હઠ તજી દીધી, અને તેનું પરિણામ એ આવ્યું કે ભારત વર્ષના જગ પ્રસિદ્ધ યોદ્ધાઓ બધી પૃથ્વીના રણક્ષેત્રોમાં ઘૂમવા આતુર થયા. રૂશીયા ટર્કિને યુરોપમાં લડાઇ થઈ તે વખતે ઈંગ્રેજ સરકારને રૂશિયા વચ્ચે ચકમક ઝરવાનો સમયઆવ્યો. ત્યારે ભારતવર્ષના શૂરાઓ યૂરપખંડમાં રૂશીયનોને મારી ઈંગ્રેજી માન જાળવવા ભૂમધ્ય સમુદ્રના માલ્ટાબેટમાં ગયા. ગયે વર્ષ ૧૮૮૨ માં ઈજીપ્તમાં બળવો થયો ને આરાબી પાશા નામના ત્યાંના સેનાધિપતિએ ઝનુનમાં આવી યૂરપિયનલોકને સિકન્દ્રિયામાં કતલ કર્યા. ત્યાંનો ખેદીવ નાઠો ને ઈંગ્રેજને શરણ આવ્યો. ઈજીપ્તમાં-અંબિરથી ઈંગ્રેજી કાફલાએ સિકન્દ્રિયાના સુંદિર શહેરપર તોપોનો માર ચલાવ્યો, ને બળવાખોરોએ

લૂટી બાળી નાંખ્યું. સરગાર્નેટ વુલ્સી લશ્કર લઈ દેશમાં ગયો. ભારતવર્ષથી પંદર હજાર યોદ્ધા ગયા ને તેલલકબીરના યુદ્ધમાં બંડખોર હાર્યા ને નાઠા. રાજધાની કેરોમા અરાબી કેદ પકડાયો. આપણા લશ્કરે આ લડાઇમાં ઘણી આગેવાની કરી, અને થોડા યોદ્ધાઓ ઇંગ્લંડ ગયા, ત્યાં કેસરેહિંદ તથા સર્વ પ્રજાએ ઘણું માન આપ્યું. અરાબી અને તેના સાથીઓને સિંહલદ્વિપ (લંકા) માં કેદ રાખ્યા ને દેશને થાળે પાડી, એદીવને ગાદી બેસાડી ભારતર્ષના યોદ્ધાઓ વિજયી થઈ સ્વદેશ આવ્યા.

## परीक्षामां आवता प्रश्न.

૧૮૭૯.

૧. બાબરે હિંદુસ્થાન ઉપર ચઢાઈ કરી તે અગાઉ કયા કયા પારકા રાજ વાળાઓએ હિંદુસ્તાન ઉપર ચઢાઈઓ કરી હતી! એ દરેક ચઢાઈનું ઘણું ટુંકમાં વર્ણન આપો. ૧૦

૨. મરેઠાઓના ઉદય તથા તેમની લઢાઇ કરવાની રીત વિશે તમને જે ખબર હોય તે લખો. તથા શીવાજીની જીંદગીનો અહેવાલ આપો. ૧૦

૩. ડુપ્લી તથા ક્લાઈવની જીંદગીના અહેવાલ આપતાં ઈંગ્રેજ તથા ફ્રેન્ચ લોક વચ્ચે હિંદુસ્તાનમાં જે લઢાઈઓ થઇ તે વિશે લખો. ૧૦

૪. મૈસુરમાં મુસલમાનનું રાજ થયું તે અગાઉ કોનું રાજ હતું તથા હાલ કોનું રાજછે. મુસલમાન રાજ શી

રીતે થયું તથા શી રીતે નાશ પામ્યું તે લખો. ૧૦

૫. વૉરનહેસ્ટિંગ્સ તથા લાર્ડ વિલ્યમ બેન્ટિકની કારકીર્દિનું વર્ણન આપો. ૧૦

૬. છેલા પેશ્વાનું જન્મ વૃત્તાંત લખો, તથા પેશ્વાના રાજનો શી રીતે અંત આવ્યો તે લખો. ૧૦

૭. હાલ હિંદુસ્તાનને રાજ કારભારને માટે કયા કયા ભાગોમાં વહેંચેલું છે તથા એ જુદા જુદા ભાગોમાં કેવી રાજનીતિ છે તે લખો. ૧૫

૧૮૮૦.

(૧) અશોકની કારકીર્દિનું અને તેના વખતમાં રૈયતની સંસારી અને રાજકીય હાલત કેવી હતી તેનું ટુંકામાં વર્ણન કરો, અને તેના સંબંધમાં બાદ્ધ ધર્મની ચઢતી પડતીનાં કારણ લખો, ૧૦

(૨) બાબર હીંદુસ્તાનમાં આવ્યો ત્યારે કયા કયા સ્વતંત્ર રાજ્યો ભરતખંડમાં હતાં? તે રાજ્યો કયા કયા બાદશાહોના વખતમાં દિલ્લીની ગાદી સાથે જડાઈ ગયાં? ૧૦

(૩) મોગલ બાદશાહોના વખતમાં અને તેમના પહેલાંના મુસલમાન પાદશાહોના વખતમાં હિંદુ લોકોની સ્થિતિ કેવી હતી તેનો મુકાબલો કરો. અકબર અને ઔરંગજેબની રાજનીતિ સરખાવો અને તેથી રાજ ઉપર શી અસર થઈ તે લખો. ૧૨

(૪) છેલ્લો બાજીરાવ ગાદીએ બેઠો તે વખત કયા કયા

મરાઠા સરદાર તથા રાજાઓની સત્તા કયે કયે ઠેકાણે સ્થપાઈ ચુકી હતી? ૮

(૫) સન ૧૭૬૧, અને ૧૮૫૭ માં શા માઠા બનાવો બન્યા અને તેથી ભરતખંડ ઉપર શી અસર થઈ તે લખો. ૧૨

(૬) પંજાબ, પેગુ, અને સિંધ કયારે અને શા બનાવો બનવાથી ઈંગ્રેજ સરકારના કબજામાં આવ્યા? ૧૧

(૭) ક્લાઈવ, પેહેલો બાજીરાવ, અને સારવુલ્યમ બેટીકની હકીકત જે જાણતા હો તે લખો. ૧૨

૧૮૮૧.

(૧) હિંદુસ્તાનપર પરદેશી કયા કયા રાજાઓ પરથી અને કયા સાલમાં વખતે વખતે હુમલા થયાછે અને દરેક હુમલાનું સંક્ષેપ વર્ણન આપો. (૧૬)

(૨) નીચે લખેલાં શહેરો અને પ્રાંતો ઈંગ્રેજ સરકારને હસ્તગત ક્યારે થયાં, ને શી રીતે થયાં-મુંબઈ-વસાઇ-સિંધ બંગાળા-પંજાબ-અયોધ્યા-મૈહીસુર,ભરતપુર-પેગુ-સુરત (૧૭)

(૩) મોગલ સેનશાહામાંથી કયા પાદશાહો સૌથી વધારે પરાક્રમી હતા? મુસલમાની રાજ્યોનો વધારેમાં વધારે ફેલાવ થયો ત્યારે હિન્દુસ્તાનનો કેટલો ભાગ તે રાજમાં આવી ગયો હતો ને તેના મુખ્ય પ્રાંતો કોના રાજમાં અને શી રીતે હાથ કરી લીધા હતા (૧૪)

(૪) નીચે લખેલાં યુદ્ધો કયારે કોની વચ્ચે અને શા પરિ-

ણામ થયાં તે સહીત લખો-આરગામ-મહીદપુર-પાણીપતની બીજી લડાઇ-ચીનસુરા-ત્રીનોમાલી-પોર્ટોનાવો-સોલીંગડ—માલવેલી-ફરૂકાબાદ-કોરેગામ (૧૦)

(૫) વસાઈ અને સાલબઇનાં તહનામાંના કરાર લખો ને પેહેલી મૈસુરના લડાઇનું વર્ણન (૧૨)

(૬) શાહજહાં-લાર્ડ દલહુર્શીનું જન્મ ચરિત્ર લખો-(૮)

(૭) નીચે લખેલાં વર્ષોમાં શા બનાવ બન્યાછે

૧૩૪૭-૧૨૯૦-૧૫૨૪-૧૭૬૧-૧૫૭૪-૧૬૧૫-૧૭૭૫-૧૮૦૦-૧૮૦૫

૧૮૮૨.

માર્ક.

૧ પાણીપત આગળ કેટલી લડાઇઓ થઈ, તે કોની કોની વચ્ચે થઈ અને તેનો શો પરિણામ થયો ? ૮

૨. નાદીરશાહે હિંદુસ્તાનપર ચઢાઈ કરી તે વિશે જાણતા હો તે લખો. ૮

૩. અહમદશાહ અબદલીએ હિંદુસ્તાનપર કેટલીવાર ચઢાઈ કરી તે શા શા હેતુથી કરી અને દરેક ચઢાઇનો પ-રિણામ શો થયો? ૧૦

૪, નીચે લખેલા મહાન પુરૂષો વિશે જે જાણતા હો તે લખો: ૧૫

કલાઇવ, શીવાજી, ટીપુ, લૉર્ડ વિલિયમ બેન્ટિક, અને બીજો બાજીરાવ પેશ્વા.

૫.. નીચે લખેલા યુદ્ધો કયા સાલમાં થયાં, કોની કોની

વચ્ચે થયાં, અને તેનો શો પરિણમ થયો ? ૧૪

ગુજરાત, વાન્ડીવાસ, સિક્રો, પોર્ટોનોવો, મહીધપુર, હાઇદ્રાબાદ, પનિઆર, મૂડકી, બ્લાસી. અને થાનેશ્વર.

૬. લૉર્ડ એલેનબરો તથા લાર્ડ કાર્નવૉલિસની કારકીર્દિનું વર્ણન આપો. ૧૦

૭. સીખલોકો, ઘુરખા લોકો અને પિંઢારા લોકો વિશે જે જાણતા હો તે લખો. ૧૦

રોહિલા લોકોની સાથે લડાઇનો હેવાલ લખો.

૧૮૮૩.

૧. ઉત્તર હિંદુસ્તાનમાં પ્રાચીનકાળમાં કયાં કયાં રાજ્યો હતાં તેઓનાં નામ, તથા તેઓની જગ્યાએ હાલમાં કયાં કયાં પ્રાંતો છે તે, તથા તેમાંના દરેકના એક રાજાનું નામ, તથા વિશે જાણવા જોગ બીના લખો. ૧૦

૨. હિંદુઓના વેદનાં નામ, તથા તેમનાં જુનાં વીરરસ કાવ્યો, તથા નાટકો તથા કાયદાનાં પુસ્તકમાંથી મુખ્ય મુખ્યનાં નામ લખો.

૩. અકબર પાદશાહનું રાજ્ય શાને વાસ્તે, અને શાહ જહાનનું શાને વાસ્તે પ્રખ્યાત થયું ? ૭

૪. મુસલમાની રાજ પ્રથમ હિંદુસ્તાનમાં સ્થપાયું તે અવલ ઉત્તર હિંદુસ્તાનમાં કયાં કયાં મોટાં રાજ્યો હતાં તેનાં નામ લખો. ૭

૫. મરાઠી રાજ સ્થાપનાર શીવાજી તથા સવાઈ માધવરાવની હકીકત લખો.

૬. નીચે લખેલાં વર્ષમાં કઈ કઈ બીનાઓ બની તે લખોઃ— ૧૨

૧૭૪૮, ૧૫૫૬, ૧૧૯૧, ૧૫૬૫, ૧૭૯૯, ૧૭૬૦,
૧૮૦૩, ૧૮૪૩, ૧૪૯૮, ૧૭૭૩, ૧૮૧૮, અને ૧૮૨૬.

૭. પીંડારા અને ઠગ લોકો કોણ હતા, અને તેઓ શો ધંધો કરતા હતા, અને તેઓનું પારિપત્ય કોના વખતમાં થયું ૮

૮. હિંદુસ્તાનમાં હાલમાં કયા કયા સંવત્સરો ચાલેછે તે લખો. અને તે દરેકનું વર્ષ લખો. ૪

૯. પહેલી બ્રહ્મી લડાઈનું પેહેલથી પુરેપુરૂ વર્ણનલખો. ૧૦

## રણક્ષેત્રોની ટીપ.

ખ્રિ. પૂ

૩૨૭. સતલજ, સિકન્દરે પોરસને હરાવ્યો.

ઈ. સ.

૧૫૨૬ પાણીપત (૧), બાબરે ઈબ્રાહીમલોદીને હરાવ્યો.

૧૫૨૭ સીકરી, બાબરે સંગારાણાને હરાવ્યો.

૧૭૫૧ આર્નિ, ક્લાઈવે રાજાસાહેબને હરાવ્યો.

૧૭૫૨ કાવરેપાક, ,, ,,

૧૭૫૭ પ્લાસી. ક્લાઇવે સિરાજો દૌલાને હરાવ્યો.

૧૭૬૦ વાંદેવાસ. કૂટે લાલીને હરાવ્યો.

૧૭૬૧ પાણીપત ( ૩ ). અહમ્મદ દુરાનીએ સદાશીવરાવને હરાવ્યો.

૧૭૬૧ પટણા. ઈંગ્રેજોએ શાહ આલમને હરાવ્યો.

૧૭૬૪ બક્સાર. ઈંગ્રેજોએ મિરકાસિમ, શાહ આલમ અને નવાબ

વઝીરને હરાવ્યા.

૧૭૬૭ ચંગામ. } ઇંગ્રેજોએ હૈદરને હરાવ્યો.
૧૭૬૭ ત્રીનોમાલી. }

૧૭૮૧ { પોર્ટોનોવો, પોલીલોર શોલીંગર } ઇંગ્રેજોએ હદરને હરાવ્યો.

૧૭૮૨ પનીયાની
૧૭૯૧ એરીકેરા.
૧૭૯૯ સીડાસુર
૧૭૯૯ માલ્વેલી
} ઇંગ્રેજોએ ટીપુને હરાવ્યો.

૧૮૦૨ પુના. હોલ્કરે બાજીરાવ પેશ્વાને હરાવ્યો.

૧૮૦૩ આસેઈ. ઇંગ્રેજોએ સિંધીયા ને રાઘોજી ભોંસલાને હરાવ્યા.

૧૮૦૩ દીલ્હી. ઇંગ્રેજોએ સિંધીયાના લશ્કરને હરાવ્યું.

૧૮૦૩ લાસ્વારી. ,, ,,

૧૮૦૩ આર્ગામ. ઇંગ્રેજોએ રાઘોજીને હરાવ્યો.

૧૮૦૪ દીગ. } ઇંગ્રેજોએ હોલ્કરને હરાવ્યો.
ફરૂકાબાદ. }

૧૮૧૬ મકવાનપુર. ઇંગ્રેજોએ ગુર્ખાઓને હરાવ્યા.

૧૮૧૭ ખડકી. ઇંગ્રેજોએ પેશ્વાને હરાવ્યો.

૧૮૧૭ નાગપુર. ઇંગ્રેજોએ આપાસાહેબને હરાવ્યો.

૧૮૧૭ જબલપુર. ઇંગ્રેજોએ મરાઠા લશ્કર હરાવ્યું.

૧૮૧૭ માહીદપુર. ઇંગ્રેજોએ હોલ્કરને પિંઢારી લશ્કર હરાવ્યાં.

૧૮૧૮ કોરેગામ. ઇંગ્રેજોએ બાજીરાવને હરાવ્યો.

૧૮૨૫ પાઘામ. ઇંગ્રેજોએ બ્રહ્મીલોકને હરાવ્યા.

૧૮૩૯ પર્વાન. ઈંગ્રેજોએ દોસ્તમહમ્મદને હરાવ્યો.

૧૮૪૩ મિયાની. હૈદરાબાદ. } ઈંગ્રેજોએ સિંધના અમીરોને હરાવ્યા.

૧૮૪૩ મહારાજપુર. પનીઆર. } ઈંગ્રેજોએ સિંધીયાના લશ્કરને હરાવ્યું.

૧૮૪૫ મુડકી.
ફીરોઝપુર.
૧૮૪૬ અલીવાલ.
,, સોબ્રાઉન. } ઈંગ્રેજોએ શિખને હરાવ્યા.

૧૮૪૯ ચીલીયનવાલા. ગુજરાત. } ઈંગ્રેજ ને શીખ લડ્યા પણ પરિણામ નક્કી થયું. ઈંગ્રેજોએ શિખને હરાવ્યા.

૧૮૮૦ શેરપુર. ઈંગ્રેજોએ અફઘાન બળવાખોરને હરાવ્યા.

૧૮૮૦ મૈવંદ. આયુબખાએ ઈંગ્રેજોને હરાવ્યા.

૧૮૮૦ કંધાર. ઈંગ્રેજોએ આયુબખાનને હરાવ્યો.

૧૮૮૨ તેલલકબીર. ઈંગ્રેજોએ ઈજીપ્તના બળવાખોરને હરાવ્યા.

## સંધાસ્થળાની ટીપ.

૧૭૬૯ મદ્રાસ. પહેલી મૈસુરની લડાઇ ને અન્તે હૈદર અને ઈંગ્રેજો વચ્ચે થઇ.

૧૭૭૬ પુરંધર ઉર્ફે વારગામ પેશ્વા સાથે પહેલી મરાઠાની લડાઈની શરૂવાતમાં.

૧૭૮૨ સાલબાઇ, પેશ્વા સાથે પહેલી મરાઠાની લડાઈ ને અન્તે.

૧૭૮૪ મેંગલોર, મૈસુરની બીજી લડાઈને અન્તે ટીપુ સાથે.

૧૮૦૨ વસાઈ મરાઠાની બિજી લડાઈની શરૂવાતમાં બાજી, રાવ પેશ્વા સાથે,

૧૮૦૩ દેવગામ, વરાડના રાજા રાઘોજી ભોંસલા સાથે થઈ.

૧૮૦૩ સરજી એન્જીગામ. સિંધીયા સાથે.

૧૮૧૮ મંદેશર. હોલ્કર સાથે.

૧૮૨૬ યાન્ડાબો. બ્રહ્મી લોક સાથે.

૧૮૩૮ લાહોર, શાહસુજા, ઈંગ્રેજ અને રણજીતસિંગ સાથે.

૧૮૪૬ લાહોર. રાજાધૂલીપસીંગ સાથે.

૧૮૭૯ ગંદામક. યાકુબખાન સાથે,

૧ ગુલામ.

| | | | |
|---|---|---|---|
| કુત્બુદ્દીન | ૧૨૦૬ | બ્હેરામ | ૧૨૩૯ |
| આરામ | ૧૨૧૦ | મસાઉદ | ૧૨૪૧ |
| અલ્તમશ | ૧૨૧૧ | નાસરૂદ્દીન | ૧૨૪૬ |
| રૂકનુદ્દીન | ૧૨૩૬ | બુલબન | ૧૨૬૬ |
| રઝીઆબેગમ | ૧૨૩૬ | કૈકુબાદ | ૧૨૮૬ |

૨ ખિલજી.

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન | ૧૨૮૮ | મુબારક | ૧૩૧૬ |
| અલાઉદ્દીન | ૧૨૯૫ | | |

૩ તઘલખ.

| | | | |
|---|---|---|---|
| ઘાઝીતગલખ | ૧૩૨૧ | અબુબકર | ૧૩૮૯ |
| મહમ્મદતગલખ | ૧૩૨૫ | નાસરૂદ્દીન | ૧૩૯૦ |
| ફીરોજશાહ | ૧૩૫૧ | મહમ્મદતઘલખ | ૧૩૯૪ |
| ઘાઝીઉદ્દીન | ૧૩૮૮ | | |

## ૪ સૈયદ.

| | | | |
|---|---|---|---|
| ખીઝરખાન | ૧૪૧૪ | સૈયદમહમ્મદ | ૧૪૩૪ |
| મોબારક | ૧૪૨૧ | અલ્લાઉદ્દીન | ૧૪૪૫ |

## ૫ લોદી.

| | | | |
|---|---|---|---|
| બહીલોલખાં | ૧૪૫૦ | ઇબ્રાહીમ | ૧૫૧૭ |
| સિકન્દર | ૧૪૮૮ | | |

## ૬ મુગલ.

| | | | |
|---|---|---|---|
| બાબર | ૧૫૨૬ | ઔરંગઝેબ | ૧૬૫૮ |
| હુમાયુન | ૧૫૩૦ | બહાદુરશાહ | ૧૭૦૭ |
| અકબર | ૧૫૫૬ | જહાંદારશાહ | ૧૭૧૨ |
| જહાંગીર | ૧૬૦૫ | ફરોકશીયર | ૧૭૧૩ |
| શાહજહાં | ૧૬૨૭ | | |

## ૭ પેશ્વા.

| | | | |
|---|---|---|---|
| | | માધવરાવ (૧) | ૧૭૬૧ |
| બાલાજી (૧) | ૧૭૧૪ | નારાયણરાવ | ૧૭૭૨ |
| બાજીરાવ (૧) | ૧૭૨૦ | માધવરાવ (૨) | ૧૭૭૪ |
| બાલાજી (૨) | ૧૭૪૦ | બાજીરાવ(૨) | ૧૭૯૫-૧૮૧૮ |

## ગવર્નરજનરલ.

| | | | |
|---|---|---|---|
| વૉર્નહેસ્ટીંગ્સ | ૧૭૭૪ | લૉર્ડઆમ્હર્સ્ટ | ૧૮૨૩ |
| લૉર્ડકૉર્નવૉલીસ | ૧૭૮૬ | લૉર્ડવિલ્યમબેન્ટીક | ૧૮૨૮ |
| સરજૉનશૉર | ૧૭૯૩ | લૉર્ડઑકલૅન્ડ | ૧૮૩૬ |
| લૉર્ડવેલસ્લી | ૧૭૯૮ | લૉર્ડએલિનબરો | ૧૮૪૨ |

| | | | |
|---|---|---|---|
| લૉર્ડકૉર્નવાલીસ | ૧૮૦૫ | લૉર્ડહાર્ડિંજ | ૧૮૪૪ |
| સરજ્યૉર્જબાર્લો | ૧૮૦૫ | લૉર્ડડેલ્હૌઝી | ૧૮૪૮ |
| લૉર્ડમિન્ટો | ૧૮૦૭ | લાર્ડકેનિંગ | ૧૮૫૬ |
| લૉર્ડહેસ્ટીંગ્સ | ૧૮૧૩ | | |

### ગવર્નરજનરલ અને વાઈસ્રૉય.

| | | | |
|---|---|---|---|
| લૉર્ડકેનિંગ | ૧૮૫૭ | લૉર્ડનૉર્થબ્રુક | ૧૮૭૨ |
| લૉર્ડએલજીન | ૧૮૬૨ | લૉર્ડલીટન | ૧૮૭૬ |
| સરજોનૅાલારેન્સ | ૧૮૬૪ | લૉર્ડરીપન | ૧૮૮૦ |
| લૉર્ડમેયો | ૧૮૬૯ | | |

### સૂચના.

સર્વે વિદ્યાભિલાષિ બાળમિત્રોને નિવૃતિને સમયે વાંચવા લાયક તથા પરીક્ષા સમયે સ્મરણ શક્તિ ચંચળ કરવા, અને કેવી જાતના પ્રશ્નોને માટે સાવધ થઈ રહેવું તે શિખવા માટે આ લઘુ પ્રયત્ન **શ્રી સભાએ** કર્યો છે. કેટલીએક રીતે ઇતિહાસ ભૂગોળ શિખવા અને શિખવવાની આજની રીતિ ધિક્કારાય છે, ને વિદ્યાર્થિઓને જે વિષય ગંભીર જ્ઞાનને આનંદને સારૂ શિખવવા જોઇએ, તે વિષયજ ઘણો વખત રોકનાર કંટાળા ભરેલો ને નુકશાનકર્ત્તા થઈ પડે છે. આશા છે કે આ સંક્ષિપ્ત ઇતિહાસ વિદ્યાર્થિઓની ચિંતા મટાડી દેશે, અને મોટી પરીક્ષા જેવા સમયના ગભરાટમાં ધૈર્ય આપશે. બહોળા ફેલાવ સારૂ મૂલ્ય પણ જુજ રાખ્યું છે, તેથી અમારા સુજ્ઞ મિત્રોને ભલામણ કરીએ છીએ કે દરેક વિદ્યાર્થિ મિત્રોના લાભ અર્થે આ પુસ્તકનો પ્રસાર કરવો ને ભુલચૂક ગંભીરતાથી સૂધારી લેવી.

# विज्ञापन.

સર્વે સુજ્ઞ સજ્જનોને વિનંતિ કરવાની કે શ્રી સભા તરફથી નિકળતું પ્રખ્યાત બાળજ્ઞાનવર્ધક નામનું માસિક ચોપાનિયું. તથા નિચે લખેલાં બિજાં પુસ્તકો વેચાતાં રાખવા જેમની ઇચ્છા હોય તેમણે સભાના સેક્રેટરી ભોળાનાથ વિશ્વનાથ યાજ્ઞિકપર મૂલ્ય તથા પોસ્ટેજના પૈસા મોકલી મંગાવી લેવા.

| | મૂલ્ય. | ટપાલખર્ચ. |
|---|---|---|
| ૧ બાળજ્ઞાનવર્ધક. | ૦-૬-૦ | ૦-૩-૦ |
| ૨ ભાનુમતી. | ૦-૬-૦ | ૦-૦-૬ |
| ૩ ગવરીબાઈનું જન્મ ચરિત્ર. | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૪ રાણકદેવી. | ૧-૪-૦ | ૦-૧-૬ |
| ૫ ભારતવર્ષનો ઇતિહાસ. | ૦-૨-૦ | ૦-૦-૬ |

પૈસા. અગાઉથીજ લેવામાં આવશે.

ઠે. અમદાવાદમાં રાયપુરમાં.